જવાહરલાલ નેહરુ સંશોધન ગ્રંથમાલા, પુ. ૧

# સૌરાષ્ટ્રની ઐતિહાસિક નગરીઓ

## ૧. માંગરોળ—સોરઠ


લેખક

અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રી (બાંભણિયા)
'વિદ્યાવાચસ્પતિ'





જવાહરલાલ નેહરુ એજ્યુકેશન ઇન્સ્ટિટયૂટ
પોરબંદર (સૌરાષ્ટ્ર)

# આ મુ ખ

હડપ્પીય સંસ્કૃતિના સમયથી પશ્ચિમ હિંદમાં નગર-સંસ્કૃતિ સારા એવા પાયા ઉપર વિકસેલી હોવાનાં ચિહ્નો જોવા મળે છે. પૌરાણિક સમયમાં અને એ પછીના સમયમાં કેટલાંક નગરોએ હિંદના પશ્ચિમ ભૂપ્રદેશના લોકોના જીવનમાં મોટો ભાગ ભજવ્યો છે. સમુદ્રકિનારે પૌરાણિક કુશસ્થલીને સ્થાને શ્રી કૃષ્ણે દ્વારકા સ્થાપી. એ દ્વારકા ખરેખર Gateway of India–ત્રિખંડના સંબંધો ખોલી આપતું સમુદ્ર ઉપરનું વાણિજ્ય અને સંસ્કૃતિનું મથક બન્યું હશે. "સુવર્ણદ્વારિકા" બન્યું હોય તો એમાં નવાઈ પણ શી ?

ઐતિહાસિક સમયમાં સૌરાષ્ટ્રનું ગિરિનગર ( આજનું જૂનાગઢ ) એ ઈ. સ. પૂર્વ ત્રીજા સૈકાથી ઈ. સ. પાંચમા સૈકા સુધી – એટલે કે આઠસો વરસ સુધી એક નગર તરીકે વિકસેલું જોવા મળે છે.

ગુપ્તોની સત્તા વિલાયા પછી વલભી ઇતિહાસના તખ્તા ઉપર દેખા દે છે, સૌરાષ્ટ્રની સ્વતંત્ર રાજધાની તરીકે.

સૌરાષ્ટ્ર દૂરના પાટલીપુત્ર કે ઉજ્જેનના સમ્રાટોના તાબામાં લાંબો સમય રહ્યા પછી સ્વતંત્ર પ્રદેશ તરીકે થોડાક સૈકા માટે જોવા મળે છે, પણ પછી ઉત્તરના ગુર્જર પ્રતિહારો અને દક્ષિણના રાષ્ટ્રકૂટોના ગજગ્રાહને લીધે લાટનું મહત્ત્વ વધતાં સૌરાષ્ટ્ર અને લાટ બંને ઉપર આધિપત્ય ભોગવતાં રાજ્યો આકાર લેતાં ગયાં અને રાજકીય ગુરુત્વમધ્યબિંદુ સૌરાષ્ટ્રમાંથી ખસીને બહારનાં નગરોમાં ભિન્નમાલમાં, અણહિલ્લવાડ પાટણમાં ગયું.

વળી પછીના સમયમાં ઐતિહાસિક બળોએ, ખાસ કરીને દિશા-દિશામાંથી આવેલી નવી નવી જાતિઓનાં પરાક્રમોએ સૌરાષ્ટ્રને અનેક નાનાં નાનાં રાજ્યોના સમૂહ જેવું બનાવી મૂક્યું, અને એ રાજ્યોની રાજધાનીઓ તરીકે નાનાં મોટાં અનેક નગરો વિકસ્યાં. હવે રાજ્યોના વિલીનીકરણ પછી વળી કેટલાંક નગરોના જીવનમાં સવિશેષ ભરતીઓટ વરતાશે. આ સંધિકાળે સૌરાષ્ટ્રનાં નગરોની તવારીખ સંગ્રહી લેવાનો ઉપક્રમ એ ખરેખર સ્તુત્ય છે. ગઈ કાલનાં દેશીરાજ્યો અંગેની ઇતિહાસવિષયક રજે રજ સામગ્રી સાચવી લેવા માટેના પ્રયત્નો પણ વિદ્વાનો ઉપરાંત સરકાર અને વિદ્યાસંસ્થાઓ તરફથી સવેળા થવા ઘટે.

શ્રી. શાસ્ત્રીજી મૂળ ભાષાસાહિત્યના અભ્યાસથી રંગાયેલા છે, પણ ભાષાસાહિત્યનાં સંશોધનો એમને ઇતિહાસની કેડીઓ ઉપર પણ લઈ ગયા વગર રહે નહીં. સૌરાષ્ટ્રનાં નગરોના ઇતિહાસની ગ્રંથશ્રેણિની સંકલ્પના કરવા બદલ અને એનો "માંગરોળ"થી આરંભ કરવા બદલ સૌ સંસ્કૃતિપ્રેમીઓ એમને હૃદયથી ધન્યવાદ આપશે. नामूलं लिख्यते किंचित् ની પ્રતિજ્ઞાથી શાસ્ત્રીજી ચાલ્યા છે. અને આટલી નાનકડી ચોપડીમાં પણ ઠેરઠરથી અનેક વિગતો અને તેટલા પુરાવાઓ સાથે રજૂ કરી છે. "માંગરોળ" તો એમનું ઘર છે, પણ પૂરતા તાટસ્થ્યથી અને વસ્તુલક્ષી (ઓબ્જેક્ટીવ) વલણથી એમણે બધી રજૂઆત કરી છે.

માંગરોળના બંદરે ઊછળતી જળશીકરોની છોળો, સુખી ઘરોની "વંડીઓ", જમીનમાં વિશેષ રાસાયણિક તત્ત્વોને લીધે વનસ્પતિમાં વરતાતી અનોખી ચમક, અને ખાસ તો જમીનના પડની નીચે પચાસેક ફૂટ ઊંડે વહેતી

મીઠા પાણીની સરિતાની જળગુફાઓ (જેનો અનુભવ કરવાની સદ્‌ભાગ્યે મને તક મળી છે)–એ બધી સ્મૃતિઓ "માંગરોળ" શબ્દ બોલતાં જ જાગે છે, પણ કાળના લાંબા પટમાં આ નગર સૌરાષ્ટ્રને સમુદ્રતટે કેવા કેવા ઝંઝાવાતો વચ્ચે પગભર બન્યું એની મુખ્તેસર હકીકત તો આવા પુસ્તકમાં ડોકિયું કરીએ ત્યારે જાણવા મળે છે. દક્ષિણમાં પણ મંગલપુર (મેંગલોર) બંદર વિકસ્યું છે. કોણ કોનું પ્રેરક બન્યું હશે?

શાસ્ત્રીજીની સંશોધનપ્રવૃત્તિનો, ૧૯૩૯ માં હું ગુજરાત વિદ્યાસભામાં જોડાયો અને અમે બંને એક જ ખંડમાં સાથે બેસતા ત્યારથી, આત્મીયભાવે સાક્ષી અને ચાહક રહ્યો છું. આજે એમની આ સૌરાષ્ટ્રનાં નગરોના ઇતિહાસની ગ્રંથશ્રેણિના પ્રથમ પુષ્પને વધાવીને ધન્યતા અનુભવું છું.

અમદાવાદ–૯ ઉમાશંકર જોશી

૨૪–૧૧–૧૯૬૭ કુલપતિ, ગુજ. યુનિવર્સિટી

# પ્રસ્તાવના

ઘણાં વર્ષોથી ભાવના હતી કે મારી જન્મભૂમિ અને મારા વિકાસની પ્રેરણાભૂમિ—'માંગરોળ–સોરઠ'ના ઇતિહાસના વિષયમાં વ્યવસ્થિત સંશોધન કરી પ્રામાણિક માહિતી રજૂ કરવી. મારી અનેકવિધ પ્રવૃત્તિઓને કારણે એ કાર્ય હાથ ધરી શક્યો નહોતો કે જેવું જે જ્ઞાતિમાં હું જન્મ પામ્યો છે તે 'બરડાઈ બ્રાહ્મણ' જ્ઞાતિના વિષયમાં હજીયે ધરી શક્યો નથી. માંગરોળની વત્સલ પ્રજાએ મુંબઈમાં જે. પી. બનવા માટે ગો. વા. શેઠશ્રી ધનજી લાધાવાળા—'હકોબા'ના સુપ્રસિદ્ધ ઉદ્યોગના સંચાલક શેઠશ્રી હરકિશનદાસ ભગવાનદાસ કાપડિયાને અને એ વખતના રાષ્ટ્રપતિ ડૉ. રાધાકૃષ્ણનના હસ્તે "અખિલ ભારતીય સંસ્કૃત સંમેલન" તરફથી એના સુવર્ણમહોત્સવ પ્રસંગે ૧૯૬૬ ના ઑક્ટોબરની ૨ જી તારીખે મને 'વિદ્યાવાચસ્પતિ'ની પદવી મળી એ માટે મને તા. ૨૩–૪–૬૭ ના દિવસે માંગરોળમાં માન આપવાનો પ્રસંગ યોજવા વિચાર્યું ત્યારે મને થયું કે આ પ્રસંગે મારે ઋણ અદા કરવાની તક ઝડપી લેવી જોઈએ. એ દિવસ આવે તે પૂર્વે માંગરોળને લગતું આ પૂર્વે જે કાંઈ અને જ્યાં ક્યાંય સાહિત્ય જાણવામાં આવ્યું તે મેળવી મેં એની વ્યવસ્થિત નોંધો કરી લીધી. તા. ૨૩–૪–૬૭ ને દિવસે મારા એક તેજસ્વી અંતેવાસી શેઠ શ્રી ગુલાબચંદ ગોપાલદાસ સિરાજના પ્રમુખસ્થાને મેં પોણો કલાક જેટલા ટૂંકા સમયમાં મારા અભ્યાસની આછી રૂપરેખા સાદર કરવા પ્રયત્ન કર્યો. માંગરોળથી ૨૪ મીએ નીકળી પ્રભાસપાટણ મારા શ્વશુરગૃહે ચાર દિવસ રહ્યો તે સમય દરમ્યાન લગભગ પોણા ભાગનું લખાણ મેં લખી નાખ્યું, અને પછીનું અમદાવાદ આવી પૂર્ણ કર્યું. પાટણમાં આ ગ્રંથ લખાતો હતો ત્યારે

પોરબંદરમાં સ્થપાવાનો યોગ જોતા **"જવાહરલાલ નેહરુ એજ્યુકેશન ઇન્સ્ટિટ્યૂટ"**ના જુવાન મંત્રી શ્રી. પ્રતાપરાય વજેશંકર રાજ્યગુરુએ ભાવના વ્યક્ત કરી કે આ ગ્રંથનું પ્રકાશન અમને ન કરવા દો ! મેં કહ્યું કે જરૂર કરવા દઉં, પણ તમારે માટે તો હું 'ધૂમલી' ઉપર લખી આપું તો એ વધારે શોભે. એમણે તરત શબ્દ ઉપાડી લઈ બંને ગ્રંથો પ્રસિદ્ધ કરવાની ભાવના વ્યક્ત કરી. આરંભમાં વ્યક્ત કરેલી બંને ઇચ્છાઓને આમ ભાઈશ્રી પ્રતાપરાય દ્વારા ગતિ મળવાથી મારો આ ક્ષેત્રે ઉત્સાહ વધ્યો છે અને **"સૌરાષ્ટ્રની ઐતિહાસિક નગરીઓ"**ની એક ગ્રંથમાળા જ આપવા દૃઢનિશ્ચય બન્યો છું.

આ ભાવના પછી તો તા. ૧૮–૬–૬૭ ને દિવસે મારા પ્રમુખપદે સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના કુલપતિ પ્રો. ડોલરરાય રં. માંકડને હાથે પોરબંદરમાં **"જવાહરલાલ નેહરુ એજ્યુકેશન ઇન્સ્ટિટ્યૂટ"** સંચાલિત 'ભારતીય વિદ્યાલય'નું ઉદ્‌ઘાટન પણ થયું અને સરકારની માન્યતા મેળવી એ સંસ્થાએ પ્રાથમિક શાળાથી શરૂ કરી માધ્યમિક શાળાનાં ધોરણો તરફ આગેકૂચ શરૂ કરી છે શિક્ષણના કાર્ય સાથે પ્રકાશનકાર્ય કરવાની પણ એના નવલોહિયા કાર્યકરોની ભાવના છે. સોરઠની ગરવી ધરાના એક સંતાન તરીકે મારી પણ આ નવસાહસને પોષણ આપી પ્રગતિને પંથે લઈ જવાની ફરજ સમજું છું. અને તેથી જ એક પ્રીતિકાર્ય તરીકે ઉપરની ગ્રંથમાળાના એક પછી એક મણકા તૈયાર કરી આપવાની દિશામાં દત્તચિત્ત બન્યો છું.

સૌરાષ્ટ્રનાં બંદરોમાં ખાડીને બદલે સીધા સમુદ્રકાંઠા ઉપરનાં બંદરોમાં માંગરોળનું બંદર નજીકમાં જ એના ગહન સમુદ્રને કારણે સ્ટીમરોને માટે સરળતાભરેલું છે, તેમ મછવા અને વહાણોને માટે પણ. તેથી જ જૂના સમયથી એ દેશી તેમજ વિદેશી વહાણવટાને માટે આકર્ષક રહ્યું છે. બાર્બોસાએ એની બંદર તરીકે જ તારીફ કરી છે. આ સગવડનો લાભ માંગરોળના દરિયાખેડુ સાહસિક વણિકોએ

જરૂર લીધો છે. માંગરોળના વણિકોમાં 'ખખાઈ' અવટંકના શ્રીમાળી તેમજ સોરઠિયા વૈષ્ણવો હતા, જાવા સાથે વેપાર ખેડનારા–ત્યાં જઈ વેપાર કરનારા વેપારીઓને આ અવટંક મળતી. ચીન સાથેના વેપારથી સંકળાયેલું કુટુંબ 'ચીનાઈ' અવટંક પામ્યું હતું. બાકી માંગરોળના સાહસિક વણિકોનો સંબંધ અરબસ્તાન અને આફ્રિકા સાથે અદ્યાપિ રહ્યો છે. અરબસ્તાનમાં એડન અને પૂર્વ આફ્રિકામાં એબિસિનિયા અને સુદાનમાં વૈષ્ણવ વણિકોની પેઢીઓ હજી ચાલુ છે. બ્રિટિશ ઇન્ડિયા સ્ટીમ નેવિગેશન કું. ના સૌરાષ્ટ્રના પ્રતિનિધિ 'છોટાલાલ પ્રેમજીની કું.' એ માંગરોળના સુપ્રસિદ્ધ નગરશેઠ ધરમસી હેમચંદના પુત્ર કપૂરચંદ શેઠ, એના બીજા પુત્ર પ્રેમજી શેઠ, એના લીલાધર અને છોટાલાલ. મારા તરફ સ્વ. છોટાલાલની પુત્રવત્ પ્રીતિ હતી. સિદ્ધિ-સૂરિની 'સિંહાસન બત્રીસી' અને નરસિંહ મહેતાની '૨૫ ચાતુરીઓ' વગેર વિષયોવાળી હસ્તપ્રત એમણે મને આપેલી. એમની પાસે નાનો સારો સંગ્રહ હતો. આ કંપની અત્યારે છોટાલાલ શેઠના મોટા ભાઈ લીલાધર શેઠના સુપુત્ર શ્રી રતિલાલ શેઠના વહીવટમાં છે. કલકત્તાના એક સમયના મેયર શેઠશ્રી ત્રિભુવનદાસ હીરાચંદ અને એવા વેપારી રામચંદ જેઠાવાળા એ પણ આ માંગરોળના વણિકો. આમ વેપાર વાણિજ્યને ક્ષેત્રે માંગરોળ જૂના સમયથી સંકળાયેલું છે. અને મુંબઈનાં છેલ્લાં ૨૦૦–૨૫૦ વર્ષોના વિકાસમાં માંગરોળીઓ પણ ખરા જ. કોટના લત્તામાં હોળીચકલો, બજારગેટ, જૂના–નવા મોદીખાનામાં ભાગ્યેજ કોઈ માળો એવો હશે કે જેમાં બેથી ઓછાં વણિક કુટુંબ વસતાં હોય. શેરબજારમાં આ વણિકોનો ધીકતો વેપાર હતો.

મેમણ–મુસ્લિમો પણ સાહસિક વેપારી તરીકે દૂર દક્ષિણમાં તેમજ બ્રહ્મદેશ સુધી પથરાયેલા હતા. રાજ્યપલટો થયા પછી વિદેશો સાથેના સંબંધમાં ઓટ આવી છે, તેથી માંગરોળની રોનક ઓછી અનુભવાય છે. આ બધી વાતોએ પણ આ ગ્રંથ લખવાની મને પ્રેરણા કરી છે ને મેં વધાવી લીધી છે.

અને વિશેષ આનંદની વાત તો એ છે કે આ ગ્રંથમાળાનાં આ પહેલા ગ્રંથનું પ્રકાશન કરવાનો પ્રસંગ પરમસારસ્વતમૂર્તિ વિદ્વદ્વર્ય શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર–કાકાસાહેબના માંગલિક હસ્તે સંપન્ન થાય છે, જ્યારે ગુજરાત યુનિવર્સિટીના કુલપતિ અને જાણીતા કવિ અને વિવેચક પ્રો. ઉમાશંકર જોશીએ 'આમુખ' લખી આપવાનું પરમ મંગલ કાર્ય કર્યું છે. આવા સુમધુર સુયોગને હું મારું પણ એક ઉત્તમ ભાગ્ય ગણું છું. અને સાન. કાકાસાહેબનો, આત્મીય પ્રો. ઉમાશંકરભાઈનો તેમજ ઉક્ત ઇન્સ્ટિટ્યૂટના સંચાલક ભાઈઓનો આભાર વ્યક્ત કરું છું.

આ પુસ્તકની તૈયારી વખતે ભો. જે. વિદ્યાભવન–અમદાવાદના સહાયક નિયામક ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રીએ સમગ્ર ગ્રંથ વાંચી જઈ સૂચનાઓ આપીને, મારા વડીલ મિત્રવર્ય મુખ્યાજી મોહનલાલ ગોવર્ધનદાસ ભટ્ટે—એવા જ સ્વજન મુખ્યાજી ભગવાનદાસ કાનજી પંડ્યાએ વૈષ્ણવ મંદિરોને લગતી માહિતી આપીને અને અરબ ખાનદાનના જાણીતા શાયર અને જૂના માંગરોળ રાજ્યના મહેસૂલ અધિકારી જનાબ એ. આર. ખુશ્તર સાહેબે ઉદારભાવે અનેક પત્રો લખીને તેમજ રૂબરૂ પણ રાજ્યને લગતી તેમજ શેખો અને બડીમેડીવાળા સૈયદોના વિષયની સપ્રમાણ માહિતી આપીને, અને મારા મિત્ર ડૉ. અમૃતલાલ દ. ઉદાણીએ માંગરોળનાં વિવિધ સ્થાનોના મારી વિનંતિથી ફોટો લેવડાવી મોકલી મને સામગ્રીથી સભર કર્યો છે એ બદ્દલ આ સ્થળે ઋણ વ્યક્ત કરતાં આનંદ અનુભવું છું. આભારથી દબાયેલા જૂના ગ્રંથકારોને માટે તો કહું પણ શું ?

ભક્તિભાવથી લખાયેલા મારા આ ૯૯ મા ગ્રંથમાં જે કાંઈ ત્રુટી રહી ગઈ હોય તે તરફ જો ધ્યાન દોરવામાં આવશે તો નવી આવૃત્તિ વખતે એનોય યથાયોગ્ય સાભાર ઉપયોગ કરવામાં આવશે જ.

મધુવન, એલિસબ્રિજ,
અમદાવાદ–૬
તા. ૧–૧૨–૬૭

કેશવરામ કા. શાસ્ત્રી

# અનુક્રમણિકા



## શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૬–૯ | સોરાષ્ટ્ર | સૌરાષ્ટ્ર |
| ૫ | ૧૩ | काल | कौल |
| ૧૮ | ૨૫ | હોઝઝ | હોર્મઝ |
| ૨૦ | ૨૧ | सुराट्रा | सुराष्ट्रा |
| ૩૨ | ૨૧ | ઝકરખાન | ઝફરખાન |
| ૩૪ | ૧૫ | धर्मस्कार्ये | धर्म्मकार्ये |
| ૩૮ | ૧૬ | વાજાઓનું | વાઆઓનું |
| ૪૪ | ૧૫ | કોટવાળી | કોટવાળ |
| ૮૦ | છેલ્લી | સ્વામિ અને | સ્વાગ ૨૨ અને |
| ૯૪ | ૧૫ | મકતપુર | મકતુમપુર |
| ૯૮ | ૫ | "આ ઉપરાંત કુંભારવાડામાં ચાચડિયા વાવ, ઈશાનખૂણે" એમ વધારી વાંચો. | |

# સંદર્ભ-સૂચિ

૧૧ મી સદી પૂર્વનો ગુજરાત-મુસ્લિમ સંબંધ-મ. ઉ. કોકિલ; મુંબઈ
અર્થશાસ્ત્ર-કૌટિલ્યનું-સંપા. શ્રી. શામશાસ્ત્રી, મૈસૂર
Alberuni's India-Sachau
Inscriptions of Kathiawad-D. B. Diskalkar, પૂના
કાન્હડદે પ્રબંધ-પદ્મનાભનો, સંપા. કાં. બ. વ્યાસ, મુંબઈ
ગુજરાતના ઐતિહાસિક ઉત્કીર્ણ લેખો-ભાગ ૧-૨-૩-સંપા. ગિ. વ. આચાર્ય, મુંબઈ.

ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ-લે. ડૉ. હ. ગં. શાસ્ત્રી, અમદાવાદ
ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ-લે. દુ. કે. શાસ્ત્રી, અમદાવાદ
ગુજરાત સંશોધન મંડળ ત્રૈમાસિક-(પ્રો. વી. બી. આઠવળેનો લેખ) Vol. IX-4; મુંબઈ

Glory that was Gurjara Desa, Vol. I., K. M. Munshi
Chandragupta Maurya and His Times-Radhakumud Mukerji, Calcutta

Journal of Indian History, Vol. XLIV, Aug., 1966 (Pt. II)-(Early History of Saurastra-by B. C. kaw)
જૈન ગુર્જર કવિઓ-ભાગ ૧ અને ૩-મોહનલાલ દ. દેસાઈ મુંબઈ
જૈન લેખ સંગ્રહ-પૂરણચંદ નહાર
જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ-મોહનલાલ દ. દેસાઈ, મુંબઈ
Tribes of Ancient India-B. C. kaw, Calcutta
Tarikhi Sorath (Ranchhodji)-Burgess
દેવલસ્મૃતિ-પૂના
'પથિક' માસિક-દિવાળી-અંક, ૨૦૨૨ (કે. કા. શાસ્ત્રીનો 'રૈવતક ગિરિ અને દ્વારકા' લેખ,) અમદાવાદ

પદ્મપુરાણ—આનંદાશ્રમ, પૂના
પ્રભાસ અને સોમનાથ—શંભુપ્રસાદ હ દેસાઈ, જૂનાગઢ
પ્રાચીન લેખસંગ્રહ—સંપા. આચાર્ય વિજયધર્મસૂરિ
ભાગવત પુરાણ—નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ
ભારત રાજ્યમંડળ
ભાવનગરના અરબી–ફારસી લેખો (અંગ્રેજીમાં), ભાવનગર
ભાવનગર પ્રાચીન શોધસંગ્રહ (ગુજરાતીમાં), ભાવનગર
Bombay Gazetteer, Vols, I, VIII, IX
બૌદ્ધાયન ધર્મસૂત્ર—
મત્સ્યપુરાણ—આનંદાશ્રમ, પૂના
મનુસ્મૃતિ—નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ
મહાભારત—સભા, વન, ભીષ્મ પર્વો—ભાં. ઓ. ઇન્સ્ટિટ્યૂટ, પૂના
મુદ્રારાક્ષસ—વિશાખદત્તનું—નિર્ણયસાગર પ્રેસ, મુંબઈ
મૈત્રકકાલીન ગુજરાત—ડૉ. હરિપ્રસાદ ગં—શાસ્ત્રી, અમદાવાદ
રામાયણ—વાલ્મીકિનું—કિષ્કિન્ધાકાંડ, ગુજ. પ્રેસ, મુંબઈ
સપ્તશતી—દુર્ગાસપ્તશતી—ચંડીપાઠ—નિ. પ્રે. મુંબઈ
સૌરાષ્ટ્રનો ઇતિહાસ—શંભુપ્રસાદ હ. દેસાઈ, જૂનાગઢ
History of Kathiawad—Wilberforce Bell, લંડન
History of Gujarat—Vol. I–II. Prof—Comiseriate, મુંબઈ
સિદ્ધાંતકૌમુદી (ભટ્ટોજી દીક્ષિતની, અષ્ટાધ્યાયી સૂત્રપાઠ અને ગણપાઠ સાથે—) નિ. પ્રે., મુંબઈ

# સૌરાષ્ટ્રની ઐતિહાસિક નગરીઓ

## પ્રાસ્તાવિક

જ્યારે પ્રાચીન સ્થાનોના ઇતિહાસમાં ઊંડે ઊતરવાનો પ્રસંગ હોય ત્યારે, એવાં સ્થાનોના વિષયમાં જાણતાં પહેલાં તે તે પ્રદેશના ઇતિહાસમાં પણ ઊંડે ઊતરવું પડે તે પ્રમાણે, ખુદ સોરાષ્ટ્રના પ્રાચીન ઇતિહાસમાં પણ ઊંડે ઊતરવું અહીં પ્રથમ જરૂરી બની રહે છે. અત્યારના નવા રાજકીય વિભાગોના નામકરણમાં આ ભૂમિના મરાઠાકાલીન અને પછી અંગ્રેજોએ ચાલુ રાખેલા 'કાઠિયાવાડ' નામને બદલે 'સોરાષ્ટ્ર' નામ સ્વીકારવામાં આવ્યું તે અસલ નામ તો 'સુરાષ્ટ્ર' કે 'સુરાષ્ટ્રા' છે;[1] પ્રાચીનતમ ગ્રંથોમાં તેમજ ઉત્કીર્ણ લેખોમાં

---

૧. पूर्वापराकरावन्त्यनूपनीवृदानर्तसुराष्ट्रश्वभ्र........રુદ્રદામાનો ગિરનારનો લેખ (ગુજ. ના ઐતિ. લેખો–ભાગ ૧ લો, ક્ષત્રપ વંશના લેખો–પૃ. ૯ વગેરે); सर्वेषु भृत्येष्वपि संहतेषु यो मे प्रशिष्यान्निखिलान् सुराष्ट्रान् (એજન, ગુપ્તવંશના લેખો, પૃ. ૫) વગેરે અને નારી જાતિમાં–ધ્રુવસેન ૧ લાનું પાલીતાણામાંથી મળેલું તામ્રપત્ર : यथा सुराष्ट्रायां भद्रेणिकाग्रामस्य (પં. ૧૪મી) અને સિદ્ધરાજ જયસિંહના દાહોદના લેખમાં येन कारागृहे क्षिप्तौ सुराष्ट्रामालवेश्वरौ । (ગુજ. ના ઐતિ. લેખો, ભાગ ૩ જો, પુરવણીના લેખો, પૃ. ૧૬૩) વગેરે અનેક સ્થાનો.

અને વિદેશી મુસાફરોની નોંધોમાં આ પ્રકારની સંજ્ઞાઓ જાણીતી છે.[૨] પૌરાણિક સાહિત્યમાં 'મહાભારત'માં[૩] તેમજ વાલ્મીકીય રામાયણમાં અને ઐતિહાસિક મૂલ્યવત્તા ધરાવતા મહાન વૈયાકરણ પાણિનિના અષ્ટાધ્યાયી સંસ્કૃત વ્યાકરણના

---

૨. ગ્રીકો અને રોમનો Saurastrene, મુસ્લિમ તાવરીખકારો સોરઠ; જુઓ Tarikhi Sorath (અં. અનુવાદ), પૃ. ૧; સ્ટ્રેબોનું Saraostos, પૃ. ૬. ચીનાઈ સાહિત્યમાં સુ-લ-ચ છે એમ શ્રી. લૉ નોંધે છે (Journal of Ind. His., Vol. XLIV–Aug. 1966 (Pt. II) ક્રમાંક ૧૩૧ માં Early His. of Surastra, લેખ, પૃ. ૩૩૯.) દ્વારાવતી જેની રાજધાની હતી તેવાં ૯૬ મંડળોનો આ દેશ હતો. અશોકનાં ધૌલીનાં ધર્મશાસનોમાં ૫ મામાં સુલથિક તરીકે નોંધાયેલ છે; પાલિ 'અપાદાન' ગ્રંથ (૨-૩૫૯) માં પણ એ સૂચિત છે.

ટૉલેમીએ (ઈ. સ. ૧૬૧) Syrastrene કહ્યો છે.

હ્યુએનસંગે (૭ મી સદી ) Yuh-shan-ta (સં. ऊर्जयन्त–ગિરનાર) ની તળેટીમાં સૌરાષ્ટ્રના રાજધાની સૂચવેલી (પૃ. ૩૪૧)–અહીં બૌદ્ધ વિહારો હતા.

બુદ્ધના નિર્વાણ પછી ૨૦૦ વર્ષે મૌર્યકુળનો પિંગલ સૌરાષ્ટ્રનો શાસક થયો હતો (પૃ. ૩૪૩). આ પિંગલ અશોકનો ખંડિયો હતો. પાછળથી મિનેન્ડરની સત્તા પણ સૌરાષ્ટ્રમાં સ્થપાયેલી (પૃ. ૩૪૪). એ પછી ક્ષત્રિયો આવ્યા અને ક્ષત્રિયો પાસેથી ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે (ઈ. સં. ૩૯૦) કબજો લીધો હતો (પૃ. ૩૪૫). શ્રી. લૉનો આ નિબંધ મહત્ત્વનો છે.

૩. सुराष्ट्रेष्वपि वक्ष्यामि पुण्यान्यायतानि च (મહા. ૩-૮૮-૧૯) વગેરે અનેક સ્થળે અને सौराष्ट्रान्सह वाल्हीकान् भद्राभीरांस्तथैव च (કિષ્કિંધા. ૪૨-૬) વગેરેમાં સુરાષ્ટ્રની પ્રજા વિશે, વગેરે.

ગણપાઠમાં[૪] એ દેશવાચક નામ તરીકે પ્રથમ જાણવામાં આવે છે. એ પછીનો પ્રામાણિક નિર્દેશ કૌટિલ્યના અર્થ-શાસ્ત્રનો[૫] છે. આ પ્રમાણે જાણવામાં આવેલું 'સુરાષ્ટ્ર' નામ ખરેખર 'સુ=સુંદર + રાષ્ટ્ર=રાજશાસનીય પ્રદેશ' એમ સંસ્કૃત સંજ્ઞાવાચક નામ છે યા કોઈ પ્રાચીનતમ શબ્દનું થયેલું સંસ્કૃતીકરણ છે એ વિચારણીય છે. આની સાથે સરખાવવા જેવી સંજ્ઞા 'ગુજરાત'ની છે. સબળ સંશોધન અને વિચારણા પછી આજે એ સ્પષ્ટ થઈ ચૂકયું છે કે પ્રજાવાચક જૂના વિદેશી गुज़र શબ્દને અરબી ભાષાનો બહુવચનનો નારી-જાતિનો आत પ્રત્યય લાગતાં થયેલો गुज़रात શબ્દ મહમૂદ ગઝનવીના સમકાલીન અરબ મુસાફર અલ્બીરૂનીએ[૬] આબુની ઉત્તરના છેક જયપુર સુધીના પ્રદેશ માટે નિર્દિષ્ટ કર્યો છે. દેશમાં આ સંજ્ઞા પણ સંસ્કૃતોત્થ હોવી જોઈયે તેથી પ્રા. गुज्जरत्ता[૭] અને પછી સં. गुर्जरत्रा[૮] શબ્દ સાધો વહેતો

૪. कार्तकौजनपदादयश्च ના ગણપાઠ (૬-૨-૩૭)માં कुन्तिसुराष्ट्राः અને चिन्तिसुराष्ट्राः ।

૫. काम्भोजसुराष्ट्रक्षत्रियश्रेण्यादयो वार्ताशस्त्रोपजीविनः ।। ૧૧-૧-૧૬૦, ૧૬૧

૬. સખાઉની Alberuni's India (અંગ્રેજી અનુવાદ), પૃ. ૨૦૨

૭. વિ. સં. ૯૧૮ રાજા કુક્કુકના ઘટિયાળના લેખમાં–વગેરે–Glory that was Gujjara Desa, Vol III, પૃ. ૨૫૯ (ઘટિયાળનો નં. ૨ પ્રાકૃત વિ. સં. ૯૧૮ નો) અને પૃ. ૨૫૮ (ઘટિયાળનો નં ૧ નો સંસ્કૃત, વિ. સં. ૯૧૮ નો.)

૮. ઈ. સ. ની ૮ મી સદીના કાલંજરના શિલાલેખમાં અને

મૂકવામાં આવ્યો હતો. બૉમ્બે ગેઝેટિયરે[૯] તો વળી 'ગુર્જર+राष्ट्र' મૂળની પણ સંભાવના કરી જ હતી. દેશવાચક નામોમાં સુરાષ્ટ્રા અને ગુજરાત નારી જાતિના શબ્દ મુખ્યત્વે માન્ય થયેલા છે એ પણ નોંધવા જેવી વસ્તુ છે. હકીકતે આ બેઉ શબ્દો સંસ્કૃતોત્થ નથી. તેથી જ બૉમ્બે ગેઝેટિયરમાં सु-रट्ठ[૧૦] શબ્દ આણી सुस् અને रट्ठ નામની પ્રજાઓનો આ દેશ હોવાની સંભાવના કરવામાં આવી છે. અને જૂનાગઢનો ખડક ઉપરની અશોકની ધર્મ લિપિમાં[૧૧] 'रठिक' એક પ્રજા હોવાનો ઉલ્લેખ થયેલો પણ છે, અને 'સુરાષ્ટ્ર'–'ગુજરાત' પ્રદેશ છોડી મહારાષ્ટ્ર તરફ ગયેલા રાષ્ટ્રકૂટોના મૂળમાં रट्ठ શબ્દ પડેલો જ છે જેણે 'રાઠોડ' નામનો સંબંધ બતાવ્યો છે.[૧૨] પરંતુ આ દેશમાં આ सुस् અને रट्ठ પ્રજા કયા યુગમાં હતી એનો પત્તો લાગતો નથી. પ્રાગૈતિહાસિક કાળના કયા યુગમાં એ હોઈ શકે એ હજી સુધી શોધાયું નથી. આ પ્રદેશમાં 'કોળી'ઓની વસ્તી બહારથી આવેલી નથી એ વિષયમાં આજે મતભેદ નથી. માર્કંડેય-પુરાણાંતર્ગત 'દુર્ગાસપ્તશતી' કિંવા 'ચંડીપાઠ'માં

---

વિ. સં. ૯૦૦ ના એક ભોજદેવના દોલતપુરાના તામ્રપત્રમાં–વગેરે.
—એજન, પૃ. ૫૦, ૬૬, ૮૨ વગેરે

૯. Bombay Gazatter, Vol. I : પૃ. ૨

૧૦. એજન, પૃ. ૬

૧૧. પાંચમા શાસનમાં ગિરનારમાં રિસ્ટિક શબ્દ છે તે જ આ મૂળ. સં. राष्ट्रिक. જુઓ ગુજ. ઐતિ. લેખો, ભાગ ૧, પૃ. ૫.

૧૨. Tribes of Ancient India : લૉ, પૃ. ૧૭૮. લૉ राष्ट्रिक કહે છે. એણે મધ્યપ્રદેશમાં ભોજ પ્રજા સાથે 'વિદર્ભ' માં રહેઠાણ હતું એમ કહ્યું છે.

રાજા સુરથના પ્રદેશ ઉપર कौला विध्वंसिनः[૧૩] ચડી આવ્યા અને સુરથને હાંકી કાઢયો, અને પછી રાજા સુરથ અને એના સાથીદાર સમાધિ નામના વૈશ્યે ઘણું કરીને 'સૌવીર' પ્રદેશમાં માતા દુર્ગાની ઉપાસનાથી બળ પ્રાપ્ત કરી કૌલોનો વિનાશ કરી પોતાનો દેશ પાછો મેળવ્યો એવી કથા[૧૪] આવે છે. આ પૌરાણિક કથાના મૂળમાં જે કોઇ પ્રાચીન અંશ દબાયેલો પડયો છે તેમાં સં. सुरथ નામ રાજા સાથોસાથ દેશનું પણ હોવાની ઓછી સંભાવના નથી. સં. ભાષામાં આ પદ્ધતિ બહુ સામાન્ય છે.[૧૫]આમ માત્ર સંભાવના છે કે सुरथ રાજાનું નામ દેશવાચક છે; તો આ જ પ્રદેશમાંના કોઇ પ્રાગૈતિહાસિક કાળના વિગ્રહની ગાથા પરંપરાએ 'દુર્ગાસપ્તશતી'માં સચવાઇ રહેલી હોય. આમ सुर् रद्ध અને कौल એવી ત્રણ પ્રજાઓ દેશમાં હોય, જેમાંના कौलની પરંપરા આજે 'કોળી' સંજ્ઞા સુધી સચવાયેલી સંભવી શકે. આ પ્રદેશમાં નાગ પ્રજા હોવાનું મહાભારતથી જાણવામાં આવ્યું છે.[૧૬]આજના પશ્ચિમ સૌરાષ્ટ્રના બરડા પર્વતના નજીકના પ્રદેશમાં नरक અને मुर દાનવોની વસાહત હતી[૧૭]અને તળેટીના પ્રદેશમાં

---

૧૩. સપ્તશતી (ચંડીપાઠ), અ. ૧-૪

૧૪. એજન, ૧૩-૧૩માં દેવીનું વરદાન : स्वल्पैरहोभिर्नृपते स्वं राज्यं प्राप्स्यते भवान् વગેરે

૧૫. જેમકે રાજા નળનું નામ નૈષધ, જનકનું નામ विदेह, मत्स्य-विराटના રાજાનું નામ विराट વગેરે ખૂબ જાણીતાં છે.

૧૬. પ્રો. વી. બી. આઠવળેનો ગુજ. સંશોધન મંડળ ત્રૈમાસિકનો 'ધ ઑથેન્ટિસિટી ઑફ મુવમેન્ટ્સ ઑફ કૃષ્ણ ઇન ગુજરાત ઍન્ડ કાઠિયાવાડ' (પૃ. ૨૧૨-૧૩)

૧૭. એજન, પૃ. ૨૧૨-૧૩, ઉપરાંત મહા. ૨-૧૩-૭ માં યાદવો

પ્રાગ્જ્યોતિષપુર નગરની સ્થિતિ હતી. યાદવોના આવ્યા પછી શરૂનાં જ વર્ષોમાં શ્રીકૃષ્ણે પ્રથમ ભગદત્તને પરાજિત કરી નસાડયો[18] અને એ ભારે મોટું સ્થળાંતર કરી છેક આસામ પહોંચ્યો અને મહાભારત-કાળમાં જ ત્યાં એણે નવા પ્રાગ્જ્યોતિષપુરની સ્થાપના કરી[19] સાથેની નાગ પ્રજાને વસાવી. એ પહેલાં આજના નાગપુરથી લઈ નર્મદાના મુખ સુધીના પ્રદેશમાં પથરાયેલી નાગ પ્રજાને યાદવોની શાખાના હૈહયોએ[18] પરાજિત કરી તગેડી મૂકી હતી જ. થોડા સૌરાષ્ટ્રમાં જઈ રહ્યા હશે. બાકીના ક્યાં ગયા એ જાણવામાં આવ્યું નથી. યાદવોની સાથે આવ્યા પહેલાં આભીરો પશ્ચિમ મારવાડમાં થઈ કચ્છ દ્વારા સૌરાષ્ટ્રમાં આવી રહ્યા હતા. આજે ભારતવર્ષના અનેક પ્રદેશોમાં પથરાયેલા આભીરોનો એક વિભાગ મોરઠથી કચ્છમાં મોટે ભાગે સૌરાષ્ટ્રમાંથી ગયેલો તો છે જ; ઉપરાંત મચ્છુકાંઠો હાલાર અને સોરઠમાં પણ આભીરોની જૂની ઘેરી વસાહતો છે. ઝાલાવાડ અને ઉત્તર ગુજરાતમાં શ્વભ્ર(સાબરમતી)ના પ્રદેશમાંથી શ્રીકૃષ્ણે સાલ્વોનો પરાભવ કરી[19] આનર્તમાંથી સદાને માટે તગેડી મૂકયા હતા. એ એક આશ્ચર્ય છે કે આબુ-અરવલ્લીથી લઈ વિંધ્ય-સહ્યાદ્રિના રૂપમાં સાગર સુધી લંબાયેલો દેશ છે તેની બેઉ બાજુના 'નિષાદ' પ્રદેશમાં વસેલા પુલિંદો શબરો અને નિષાદોનો પ્રવેશ[20] પ્રાચીન કાળમાં

સૌરાષ્ટ્રની તલ-ભૂમિમાં પકડી શકાતો નથી, એટલે આર્યેતર પ્રજામાંથી બચેલા તો આ પ્રદેશમાં મૂળ કોળીઓ અને પછીના આભીરો જ કહી શકાય એમ છે. જરાસંધને ૧૭ વાર હરાવ્યા પછી જરાસંધ ૧૮ મી વાર મથુરાપ્રદેશ ઉપર ચડી આવ્યો ત્યારે શ્રીકૃષ્ણ સદાને માટે મથુરાપ્રદેશ-માંથી યાદવોને ખસેડી લઈ સૌરાષ્ટ્રને વાયવ્ય ખૂણે આજની દ્વારિકા પાસે બરોબર એની પશ્ચિમે સમુદ્રમાં ચારે બાજુ પાણીથી ઘેરાયેલા 'દ્વીપ'ના રૂપની અંદર ચારે બાજુ ચાર નાના ક્રીડાશૈલ જેવા પહાડોથી ઘેરાયેલી શાર્યાતોની ઉજ્જડ થયેલી પ્રાચીન કુશસ્થળીને સ્થાને દ્વારિકા વસાવી[૨૧] ત્યારથી આર્ય યાદવોએ સૌરાષ્ટ્રને આર્ય સંસ્કૃતિ અને સભ્યતાથી સનાથ કર્યો. સૌરાષ્ટ્રની આ સૌથી સબળ આર્યવસાહત. આશ્ચર્ય જેવું લાગે એ તો એ છે કે છેક ઉત્તર ધ્રુવથી ખસતા ખસતા આર્યો યુરલ પ્રદેશની બેઉ બાજુની ખીણમાંથી ધીમે ધીમે આગળ વધતા બેઉ બાજુ વસાહતો સ્થાપતા—ત્યાં ત્યાંની જૂની પ્રજાઓને તગેડી મૂકતા અને બચી ગયેલીઓની સાથે લોહીનો સંબંધ બાંધતા—એક બાજુ વિશાળ યુરોપમાં અને એશિયાઇ રશિયામાં ફેલાતા, તો નીચે મધ્યએશિયામાં અવશેષો મૂકી ઈરાનમાં આવ્યા અને ત્યાં પણ સ્થિર વસાહતો કરી પંજાબમાં સપ્તસિંધુના પ્રદેશમાં આવ્યા, જ્યાં આર્યેતર અંશો હતા તેમાંના મોટા ભાગના ખસી

---

વનપર્વ ૧૦૩–૪ અને સભા. ૨૮–૫. અર્બુદથી આબુની દક્ષિણ બાજુનો સારસ્વત મંડળ, સાબરકાંઠો, ત્યાંથી ભિલોડા થઇ વિંધ્યની બેઉ બાજુનો. નિષાદોને विन्ध्यपृष्ठनिवासिनः પુરાણો કહે છે. વાયુ. ૪૫–૧૩૪.

૨૧. મહાભારત ૨–૧૩–૪૯ વગેરે

પ્રાગ્જ્યોતિષપુર નગરની સ્થિતિ હતી. યાદવોના આવ્યા પછી શરૂનાં જ વર્ષોમાં શ્રીકૃષ્ણે પ્રથમ ભગદત્તને પરાજિત કરી નસાડચો[18] અને એ ભારે મોટું સ્થળાંતર કરી છેક આસામ પહોંચ્યો અને મહાભારત–કાળમાં જ ત્યાં એણે નવા પ્રાગ્જ્યોતિષપુરની સ્થાપના કરી[19] સાથેની નાગ પ્રજાને વસાવી. એ પહેલાં આજના નાગપુરથી લઈ નર્મદાના મુખ સુધીના પ્રદેશમાં પથરાયેલી નાગ પ્રજાને યાદવોની શાખાના હૈહયોએ[18] પરાજિત કરી તગેડી મૂકી હતી જ. થોડા સૌ-રાષ્ટ્રમાં જઇ રહ્યા હશે. બાકીના ક્યાં ગયા એ જાણવામાં આવ્યું નથી. યાદવોની સાથે આવ્યા પહેલાં આભીરો પશ્ચિમ મારવાડમાં થઈ કચ્છ દ્વારા સૌરાષ્ટ્રમાં આવી રહ્યા હતા. આજે ભારતવર્ષના અનેક પ્રદેશોમાં પથરાયેલા આભીરોનો એક વિભાગ મોડેથી કચ્છમાં મોટે ભાગે સૌરાષ્ટ્રમાંથી ગયેલો તો છે જ; ઉપરાંત મચ્છુકાંઠો હાલાર અને સોરઠમાં પણ આભીરોની જૂની ઘેરી વસાહતો છે. ઝાલાવાડ અને ઉત્તર ગુજરાતમાં શ્વભ્ર( સાબરમતી )ના પ્રદેશમાંથી શ્રીકૃષ્ણે સાલ્વોનો પરાભવ કરી[19] આનર્તમાંથી સદાને માટે તગેડી મૂક્યા હતા. એ એક આશ્ચર્ય છે કે આબુ–અરવલ્લીથી લઈ વિંધ્ય–સહ્યાદ્રિના રૂપમાં સાગર સુધી લંબાયેલો દેશ છે તેની બેઉ બાજુના ‘નિષાદ’ પ્રદેશમાં વસેલા પુલિંદો શબરો અને નિષાદોનો પ્રવેશ[20] પ્રાચીન કાળમાં

---

નજીકના પ્રાગજ્યોતિષપુરમાં ગયા હતા ત્યારે શિશુપાલ દ્વારકા ઉપર ચડી આવ્યાનું છે. જુઓ મારો ‘રૈવતક ગિરિ અને દ્વારકા’ લેખ, ‘પથિક’ માસિક, દિવાળી–અંક, સં. ૨૦૨૨. પૃ. ૫૬.

૧૮. મત્સ્યપુરાણ ૪૩–૮ વગેરે અને વાયુ. ૯૪ વગેરે
૧૯. મહા. ૩–૧૫–૫ વગેરે
૨૦. द्वारं निषादराज्यस्य येषां द्वेषात् सरस्वती । प्रविष्टा पृथिवीं...

સૌરાષ્ટ્રની તલ-ભૂમિમાં પકડી શકાતા નથી, એટલે આર્યેતર પ્રજામાંથી બચેલા તો આ પ્રદેશમાં મૂળ કોળીઓ અને પછીના આભીરો જ કહી શકાય એમ છે. જરાસંધને ૧૭ વાર હરાવ્યા પછી જરાસંધ ૧૮ મી વાર મથુરાપ્રદેશ ઉપર ચડી આવ્યો ત્યારે શ્રીકૃષ્ણ સદાને માટે મથુરાપ્રદેશમાંથી યાદવોને ખસેડી લઈ સૌરાષ્ટ્રને વાયવ્ય ખૂણે આજની દ્વારિકા પાસે બરોબર એની પશ્ચિમે સમુદ્રમાં ચારે બાજુ પાણીથી ઘેરાયેલા 'દ્વીપ'ના રૂપની અંદર ચારે બાજુ ચાર નાના ક્રીડાશૈલ જેવા પહાડોથી ઘેરાયેલી શાર્યાતોની ઉજ્જડ થયેલી પ્રાચીન કુશસ્થળીને સ્થાને દ્વારિકા વસાવી[21] ત્યારથી આર્ય યાદવોએ સૌરાષ્ટ્રને આર્ય સંસ્કૃતિ અને સભ્યતાથી સનાથ કર્યો. સૌરાષ્ટ્રની આ સૌથી સબળ આર્યવસાહત. આશ્ચર્ય જેવું લાગે એ તો એ છે કે છેક ઉત્તર ધ્રુવથી ખસતા ખસતા આર્યો યુરલ પ્રદેશની બેઉ બાજુની ખીણમાંથી ધીમે ધીમે આગળ વધતા બેઉ બાજુ વસાહતો સ્થાપતા—ત્યાં ત્યાંની જૂની પ્રજાઓને તગેડી મૂકતા અને બચી ગયેલીઓની સાથે લોહીનો સંબંધ બાંધતા—એક બાજુ વિશાળ યુરોપમાં અને એશિયાઈ રશિયામાં ફેલાતા, તો નીચે મધ્યએશિયામાં અવશેષો મૂકી ઈરાનમાં આવ્યા અને ત્યાં પણ સ્થિર વસાહતો કરી પંજાબમાં સપ્તસિંધુના પ્રદેશમાં આવ્યા, જ્યાં આર્યેતર અંશો હતા તેમાંના મોટા ભાગના ખસી

---

વનપર્વ ૧૦૩-૪ અને સભા. ૨૮-૫. અર્બુદથી આબુની દક્ષિણ બાજુનો સારસ્વત મંડળ, સાબરકાંઠો, ત્યાંથી સિસોદા થઈ વિંધ્યની બેઉ બાજુનો. નિષાદોને विन्ध्यपृष्ठनिवासिनः પુરાણો કહે છે. વાયુ. ૪૫-૧૩૪.

૨૧. મહાભારત ૨-૧૩-૪૯ વગેરે

ગયા, તો બચેલાઓ સાથે લોહીના સંબંધમાં પણ આવ્યા, એ જ વિકાસક્રમ સૌરાષ્ટ્રમાં પણ થયો. પુરાણોમાં—ધર્મ-સૂત્રોમાં પણ—સિંધુ સૌવીર સૌરાષ્ટ્ર કોંકણ વંગ કલિંગ વગેરે દેશોમાં જનારા આર્યોએ જ્યારે પાછા આવે ત્યારે તે દેશોમાં જવાથી થતી અપવિત્રતા દૂર કરવા પ્રાયશ્ચિત્ત[૨૩] કરવું પડે એવું જણાવેલું હોઈ સૌરાષ્ટ્ર આર્યેતર પ્રજાનો પ્રદેશ હતો અને શ્રીકૃષ્ણે આવી એને આર્યપ્રજાની વસાહતનું છેલ્લું રૂપ આપ્યું. પણ આ સાથે એક બીજી ભારે મહત્ત્વની વસ્તુ સૌરાષ્ટ્રમાં પણ બની તે સ્થાનિક આર્યેતર પ્રજાની સાથે થયલો લોહીનો સંબંધ. ભારતીય આચાર-ધર્મની એ એક આગવી લાક્ષણિકતા હતી કે સમાન-પિતૃવંશની વર-કન્યાનો વૈવાહિક સંબંધ થઈ ન શકે.[૨૪] બ્રાહ્મણોમાં તો ગોત્રપ્રણાલી આજ દિવસ સુધી જળવાઈ રહી છે, બચેલા ક્ષત્રિયોમાં પણ. એને કારણે સ્થાનિક કોલો અને આભીરોની

---

૨૨. મનુસ્મૃતિ-स्त्रीरत्नं दुष्कुलादपि । મતલબની વાત કહે જ છે એની પાછળ આ જ તત્ત્વ સ્પષ્ટ છે. બ્રાહ્મણો ચારે વર્ણની, ક્ષત્રિયો ત્રણ વર્ણની, વૈશ્યો બે વર્ણની અને છેલ્લા શૂદ્રો પોતાના છેલ્લા વર્ણની એમ ઊતરતે ક્રમે કન્યા પરણી શકતા હતા : शूद्रैव भार्या शूद्रस्य सा च स्वा ज विशः स्मृते । ते च स्वा चैव राज्ञश्च ताश्च स्वा चाग्रजन्मनः ॥ મનુ. ૩–૧૩

૨૩. सिन्धुसौवीरसौराष्ट्रं तथा प्रत्यन्तवासिनः । कलिङ्गकोंकणान्वङ्गान् गत्वा संस्कारमर्हति ॥ દેવલ સ્મૃતિ–૧૬. બૌધાયન ધર્મસૂત્ર આવા જ કારણે अवन्तयोऽङ्गमगधाः सुराष्ट्रा दक्षिणापथाः । उपावृत्सिन्धुसौवीरा एते संकीर्णयोनयः (૧–૧–૧૪) કહે છે.

૨૪. असपिण्डा च या मातुरसगोत्रा च या पितुः । सा प्रशस्ता द्विजातीनां दारकर्मणि मैथुने ॥ મનુ. ૩–૫

સાથે લોહીનો સંબંધ જારી થયો. એનું પરિણામ એ આવ્યું કે આજના ઘેડિયા તળપદા ચુંવાળિયા વગેરે કોળીઓ અને મચ્છુકાંઠિયા તેમજ સોરઠિયા આહીરોમાં આર્યેતર પ્રજા-અંશો અત્યંત થોડી માત્રામાં જ રહ્યા છે. ભારતવર્ષના બ્રાહ્મણોની બે શાખાઓ 'પંચ ગૌડ' અને 'પંચ દ્રાવિડ' એમાં 'પંચ દ્રાવિડ'ના મૂળમાં આર્યેતર પ્રજા જ છે. આજે એમાં આર્ય-આર્યેતર એવા ભેદ સર્વથા નથી; વિશાળ સંમિશ્રણે એકરૂપતા સાધી લીધી. કોલો આભીરો અને યાદવો પછી સૌરાષ્ટ્રમાં તરતમાં બહારથી કઈ પ્રજા આવી એ જાણવામાં નથી આવ્યું. ચંદ્રગુપ્ત મૌર્યના સમયથી પછી થયેલી આયાતને હવે ઐતિહાસિક પીઠબળ મળે છે. મહાન સિકંદરના આગમન સાથે-સંભવતઃ વેપારના ઉદ્દેશે-યૂનાની ગ્રીકો-'યવનો' નો ભારતવર્ષની સાથેનો સંબંધ સ્પષ્ટ પકડાય છે.[25] વૈદિક પ્રણાલીમાંથીજ વિકસેલા મહાભારતીય ભાગવત ધર્મે સ્થાનિક તેમજ બહારથી આવેલી આર્યેતર તેમજ આર્ય પ્રજાને શુદ્ધ કરી વૈષ્ણવ બનાવવા એનો એક સૂચક નિર્દેશ શ્રીમદ્ભાગવતમાં મળી આવે છે; જેવો કે किरात-हूणान्ध्र-पुलिन्द-पुल्कसा आभीर-कङ्का यवनाः खसादयः। येऽन्ये च पापा यदुपाश्रयाश्रयाः शुध्यन्ति...॥ (ભા. ૨-૪-૧૮) આર્યેતર કાળા કિરાતો પુલિંદો અને પુલ્કસો, આર્ય હૂણો યવનો ખસ-શક-સિથિયનો અને આર્યેતર આંધ્રો આભીરો તથા કંકો[26]-આટલા જ નહિ, બીજા

૨૫. અશોકની ધર્મલિપિમાં અશોકના સંબંધના રાજાઓમાં 'अंतियको योनराजा '-યવનરાજા અંતિયક' છે. જુઓ ગુજ. ઐતિ. લેખો, ભાગ ૧, પૃ. ૩.

૨૬. 'કંકો' કોણ છે? ભાગ.૧૨-૧-૨૯ માં ૭ આભીર, ૭

પણ હીનયોનિ ગણાતા પાપી લોકો પ્રભુના ભક્તોના સત્સંગ-સંપર્કથી શુદ્ધ થઈ જતા હતા. આવી રીતે શુદ્ધ થઇ ગયેલી પ્રજા અસલના આર્યો સાથે લોહીના સંબંધથી એકરૂપ થઈ ગઈ અને વિશાળ 'હિંદુ' જાતિ તરીકે સ્થાપિત થઈ ગઈ. ચંદ્રગુપ્ત મૌર્ય શૂદ્ર કુલનો મનાયો છે.[૨૭] નંદોના માનવામાં આવતા એ વંશજને એનો ગુરુ કૌટિલ્ય ચાણક્ય વિષ્ણુગુપ્ત 'વિશાખદત્ત'ના 'મુદ્રારાક્ષસ' નાટકમાં 'વૃષલ' (=શૂદ્ર)[૨૮] શબ્દથી સંબોધિત કરે છે એ ઓછું સૂચક નથી. સૌરાષ્ટ્રમાં 'મોરી' અવટક કારડિયાઓ વગેરેમાં જાણીતી છે જ. આ વંશ-પરંપરા ચંદ્રગુપ્ત મૌર્યની છે જ. યવનરાજ દેમેત્રિયોસ (ઈ. સ. પૂ. ૧૯૦) અને મિનેન્ડર (સં. मिलिन्द्र-ઈ. સ. ૧૪૪)નું

---

આવભૃત્ય અને ૧૦ ગર્દભી રાજાઓ પછી ૧૬ કંક વંશના રાજા કહ્યા છે. જાતિ સ્પષ્ટ નથી.

'ખસ'ની એક જાત સૌરાષ્ટ્રના કાઠીઓમાં પણ છે.

૨૭. મહાનંદ ક્ષત્રિય હતો, પરંતુ 'મુરા' શૂદ્રી હતી; એ જ કારણ છે કે, નીચે બતાવ્યું છે તેમ, ચાણક્ય ચંદ્રગુપ્તને 'વૃષલ' કહે છે; મુદ્રા. પૃ. ૧૫૮ વગેરે. બેશક, આ માન્યતા હવે શંકાસ્પદ ઠરી છે. શ્રી. રાધાકુમુદ મુકરજીએ Chandragupta Maurya & His Timesમાં આરંભમાં ચંદ્રગુપ્ત મૌર્યની જાતિ વિશે શંકા ઉઠાવી છે, એટલું જ નહિ, ચંદ્રગુપ્ત નંદનો વંશજ હોવા વિશે પણ શંકા ઉઠાવી, શાક્યકુલનું સંબંધી મૌર્યકુલ હોવાનું બતાવ્યું છે. 'મુદ્રારાક્ષસ'માં ચંદ્રગુપ્તનાં 'વૃષલ' અને 'કુલહીન' એ બે વિશેષણો 'હીનાર્થ' નહિ, પણ ઉચ્ચકુલનાં વાચક હોવાનું શ્રી.મુકરજીએ સિદ્ધ કરવા યોગ્ય પ્રયત્ન કર્યો છે. આ અભિપ્રાય કાઢી નાખવા જેવો તો નથી જ. (પૃ. ૭ થી ૧૫)

૨૮. चाणक्यः—वृषल, किमर्थं वयमाहूताः ।

राजा—आर्यस्य दर्शनेनात्मानमनुग्राहयितुम्-વગેરે-મુદ્રા. (નિર્ણયસાગર)

સૌરાષ્ટ્ર ઉપર શાસન[૨૯] થયેલું જ હતું તે વખતે સૌરાષ્ટ્રની ધરતીમાં ગ્રીક આર્ય લોહીએ પ્રવેશ કર્યો અને ઉજ્જયિનીમાં રાજધાની રાખી રહેલા ક્ષત્રપોએ 'ગિરિનગર' (જૂનાગઢ= યવનગઢ ની ઉત્તર-ઈશાન-પૂર્વે કોટની દીવાલની બહાર, ગિરનાર જતાં જમણે હાથે આવેલા સુદર્શન તળાવની ઉત્તરે વસેલું હતું અને સુદર્શન તળાવે જેનો એકથી વધુ વાર નાશ કર્યો તે)માં સૂબાનું થાણું કરી સૌરાષ્ટ્ર જ નહિ, અશોકની ઉગમણી બાજુએ ખડક ઉપર આવેલી ધર્મલિપિની બરોબર પશ્ચિમ બાજુએ રુદ્રદામાના કોતરાયેલા લેખમાં જણાવ્યા પ્રમાણે સુરાષ્ટ્ર ઉપરાંત અનેક દેશો ઉપર આધિપત્ય સ્થાપ્યું.[૩૧] એમણે ખસો-શકો-સિથિયન જેવી આર્ય પ્રજાઓને સૌરાષ્ટ્રમાં સ્થિર કરી. 'કારૂષો' પુરાણોમાં જાણવામાં આવ્યા છે.[૩૨] શ્રીકૃષ્ણે જેનો વિનાશ કર્યો હતો તે દંતવક્ત્ર કારૂષ હતો.[૩૩] પૌરાણિક કથાકારો આ કારૂષો સાથે 'કારડિયા' જાતના રાજપૂતોનો સંબંધ જોડે છે. બબ્બરો પણ સૌરાષ્ટ્રમાં આવી વસ્યા, સરવૈયાઓ પણ આવી વસ્યા. અને હૂણ પ્રજાના અંશો ઉજળા મેર લોકો તો રાતા રંગને જાળવી

---

૨૯. Tarikhi Sorath, પૃ-૬

૩૦. ગિરનાર નજીકના ખડક ઉપરના રુદ્રદામા ક્ષત્રપના લેખની ૧ લી જ લીટીમાં गिरिनगराद् શબ્દ. જુઓ ગુજ. ઐતિ. લેખો, ભાગ ૧ લો, ક્ષત્રપવંશના લેખો, પૃ. ૮.

૩૧. पूर्वापराकरावन्त्यनूप–नीवृदानर्त्तसुराष्ट्र–श्वभ्र–मरुकच्छसिन्धु–सौवीर–कुकुरापरांत–निषादादीनां વગેરે, એજન, પૃ. ૯

૩૨. ભીષ્મપર્વ ૪૫-૪, પદ્મ પુરાણ : ૪-૨૭૪-૧૬, ૧૭ વગેરે

૩૩. Tribes of Ancient India, લો, પૃ. ૮૭

પણ હીનયોનિ ગણાતા પાપી લોકો પ્રભુના ભક્તોના સત્સંગ -સંપર્કથી શુદ્ધ થઈ જતા હતા. આવી રીતે શુદ્ધ થઇ ગયેલી પ્રજા અસલના આર્યો સાથે લોહીના સંબંધથી એકરૂપ થઈ ગઈ અને વિશાળ 'હિંદુ' જાતિ તરીકે સ્થાપિત થઈ ગઈ. ચંદ્રગુપ્ત મૌર્ય શૂદ્ર કુલનો મનાયો છે.[૨૭] નંદોના માનવામાં આવતા એ વંશજને એનો ગુરુ કૌટિલ્ય ચાણક્ય વિષ્ણુગુપ્ત 'વિશાખદત્ત'ના 'મુદ્રારાક્ષસ' નાટકમાં 'વૃષલ' (=શૂદ્ર)[૨૮] શબ્દથી સંબોધિત કરે છે એ ઓછું સૂચક નથી. સૌરાષ્ટ્રમાં 'મોરી' અવટક કારડિયાઓ વગેરેમાં જાણીતી છે જ. આ વંશ-પરંપરા ચંદ્રગુપ્ત મૌર્યની છે જ. યવનરાજ દેમેત્રિયોસ (ઈ. સ. પૂ. ૧૯૦) અને મિનેન્ડર (સં. मिलिन्द्र-ઈ. સ. ૧૪૪)નું

---

આવભૃત્ય અને ૧૦ ગર્દભી રાજાઓ પછી ૧૬ કંક વંશના રાજા કહ્યા છે. જાતિ સ્પષ્ટ નથી.

'ખસ'ની એક જાત સૌરાષ્ટ્રના કાઠીઓમાં પણ છે.

૨૭. મહાનંદ ક્ષત્રિય હતો, પરંતુ 'મુરા' શૂદ્રી હતી; એ જ કારણ છે કે, નીચે બતાવ્યું છે તેમ, ચાણક્ય ચંદ્રગુપ્તને 'વૃષલ' કહે છે; મુદ્રા. પૃ. ૧૫૮ વગેરે. બેશક, આ માન્યતા હવે શંકાસ્પદ ઠરી છે. શ્રી. રાધાકુમુદ મુકરજીએ Chandragupta Maurya & His Timesમાં આરંભમાં ચંદ્રગુપ્ત મૌર્યની જાતિ વિશે શંકા ઉઠાવી છે, એટલું જ નહિ, ચંદ્રગુપ્ત નંદનો વંશજ હોવા વિશે પણ શંકા ઉઠાવી, શાક્યકુલનું સંબંધી મૌર્યકુલ હોવાનું બતાવ્યું છે. 'મુદ્રારાક્ષસ'માં ચંદ્રગુપ્તનાં 'વૃષલ' અને 'કુલહીન' એ બે વિશેષણો 'હીનાર્થ' નહિ, પણ ઉચ્ચકુલનાં વાચક હોવાનું શ્રી.મુકરજીએ સિદ્ધ કરવા યોગ્ય પ્રયત્ન કર્યો છે. આ અભિપ્રાય કાઢી નાખવા જેવો તો નથી જ. (પૃ. ૭ થી ૧૫)

૨૮. चाणक्यः—वृषल, किमर्थं वयमाहूताः ।

राजा—आर्यस्य दर्शनेनात्मानमनुग्राहयितुम्-વગેરે-મુદ્રા. (નિર્ણયસાગર) પૃ. ૧૬૨-૬૩

સૌરાષ્ટ્ર ઉપર શાસન૨૯ થયેલું જ હતું તે વખતે સૌરાષ્ટ્રની ધરતીમાં ગ્રીક આર્ય લોહીએ પ્રવેશ કર્યો અને ઉજ્જયિનીમાં રાજધાની રાખી રહેલા ક્ષત્રપોએ 'ગિરિનગર' (જૂનાગઢ=યવનગઢ ની ઉત્તર-ઈશાન-પૂર્વે કોટની દીવાલની બહાર, ગિરનાર જતાં જમણે હાથે આવેલા સુદર્શન તળાવની ઉત્તરે વસેલું હતું અને સુદર્શન તળાવે જેનો એકથી વધુ વાર નાશ કર્યો તે)માં સૂબાનું થાણું કરી સૌરાષ્ટ્ર જ નહિ, અશોકની ઉગમણી બાજુએ ખડક ઉપર આવેલી ધર્મલિપિની બરોબર પશ્ચિમ બાજુએ રુદ્રદામાના કોતરાયેલા લેખમાં જણાવ્યા પ્રમાણે સુરાષ્ટ્ર ઉપરાંત અનેક દેશો ઉપર આધિપત્ય સ્થાપ્યું.૩૧ એમણે ખસો-શકો-સિથિયન જેવી આર્ય પ્રજાઓને સૌરાષ્ટ્રમાં સ્થિર કરી. 'કારૂષો' પુરાણોમાં જાણવામાં આવ્યા છે.૩૨ શ્રીકૃષ્ણે જેનો વિનાશ કર્યો હતો તે દંતવક્ત્ર કારૂષ હતો.૩૩ પૌરાણિક કથાકારો આ કારૂષો સાથે 'કારડિયા' જાતના રાજપૂતોનો સંબંધ જોડે છે. બર્બરો પણ સૌરાષ્ટ્રમાં આવી વસ્યા, સરવૈયાઓ પણ આવી વસ્યા. અને હૂણ પ્રજાના અંશો ઊજળા મેર લોકો તો રાતા રંગને જાળવી

---

૨૯. Tarikhi Sorath, પૃ-૬

૩૦. ગિરનાર નજીકના ખડક ઉપરના રુદ્રદામા ક્ષત્રપના લેખની ૧ લી જ લીટીમાં गिरिनगराद् શબ્દ. જુઓ ગુજ. ઐતિ. લેખો, ભાગ ૧ લો, ક્ષત્રપવંશના લેખો, પૃ. ૮.

૩૧. पूर्वापराकरावन्त्यनूप-नीवृदानर्तसुराष्ट्र-श्वभ्र-मरुकच्छसिन्धु-सौवीर-कुकुरापरांत-निषादादीनां વગેરે, એજન, પૃ. ૯

૩૨. ભીષ્મપર્વ ૪૫-૪, પદ્મ પુરાણ : ૪-૨૭૪-૧૬, ૧૭ વગેરે

૩૩. Tribes of Ancient India, લો, પૃ. ૮૭

રાખતા દેશી રબારીઓ.[૩૪] વલભીપુરના મૈત્રકોનો કયો અવશેષ સૌરાષ્ટ્રમાં છે એ પકડાતું નથી;[૩૫] પરંતુ આ પછીના મયા હાટી અને દસમી સદી લગભગ સિંધમાંથી આવી વસેલા કાઠી[૩૬]—આ બધી કાઠિયાવરણ પ્રજાઓનો આર્ય કે આર્યેતર એવો કોઈ ભેદ રહ્યો નથી. કાળો અંશ ધરાવનારા ખારવા અને લોઈ લોકોમાં પણ પ્રચુર માત્રામાં લોહીનું મિશ્રણ અનુભવાય છે. ગુર્જર કણબીઓ–સુથારો વગેરે પણ આવી વસ્યા. આ બધી પ્રજાઓથી સૌરાષ્ટ્રનો વિશાળ પ્રદેશ લગભગ ૧૦ મી–૧૧ મી સદીમાં સભર ભર્યો હતો. સગર સથવારા ચારણો વાઘેરો વગેરે પણ વિકસ્યા હતા. ધ્યાન ખેંચે છે તે તો બે રાજવંશો: ઘૂમલીના સૈંધવો[૩૭]—જેઠવા અને વંથળી–જૂનાગઢના ચૂડાસમા.[૩૮] કચ્છ દ્વારા આવેલા જાડેજાઓ તો સમાઓનો જ વિકાસ ગણાયો છે.[૩૯] ચાવડાઓ પણ આ સાથોસાથ દક્ષિણ સૌરાષ્ટ્રમાં મૂળ કરી ગયા હતા.[૪૦] અને કદાચ અણહિલપુર પાટણના સંસ્થાપક વનરાજનું મૂળ પગેરું દક્ષિણ સૌરાષ્ટ્રમાં જ મળી

૩૪. બો. ગેઝે, ગ્રંથ ૯, ભાગ ૧ માં આ જાતિઓ વિશે જાણવા જેવું મળે છે જ.

૩૫. ગોહિલો એમાથી આવ્યા એવી સામાન્ય માન્યતા છે ગુહ મૈત્રક વંશનો અવશેષ હતો ને એણે ચિત્તોડમાં જઈ રાજ્ય સ્થાપ્યું હતું; ગુજ. મધ્ય. રાજ. ઇતિ. પૃ. ૩૭૮ વગેરે

૩૬. બોમ્બે ગેઝે. ગ્રં. ૯. ભાગ ૧, પૃ. ૨૫૨. ઈ. સ. ૧૪૦૦ માં આવ્યા.

૩૭. મૈત્રકકાલીન ગુજરાત, પૃ. ૨૩૦ થી ૨૪૪

૩૮ બો. ગે. ગ્રં. ૯, ભાગ ૧, પૃ. ૧૨૬

૩૯. બો. ગે. ગ્રંથ ૯, ભાગ ૧, પૃ. ૧૪૬

૪૦. સૌરાષ્ટ્રનો ઇતિહાસ, પૃ. ૬૫

આવે.૪૧ ગોહિલો-નવા સોલંકી-વાઘેલા પરમાર ઝાલા વગેરે રાજપૂત કુળો આ પછીનાં છે. પરંતુ બે હજાર વર્ષથી તો સિદ્ધ સ્વરૂપમાં અહીંના જૂના બ્રાહ્મણો આવી વસ્યા હતા. 'ગિરિનગર'ના ગિરનારા બ્રાહ્મણો, બરડાના બરડાઈ બ્રાહ્મણો, સોમનાથ-પાટણના સોમપુરા બ્રાહ્મણો અને દ્વારકાના ગૂગળી બ્રાહ્મણો (જેમાંથી મોડેથી 'અબોટી' બ્રાહ્મણોના બે પ્રકાર વિકસ્યા છે તે) તે આ જૂના બ્રાહ્મણો છે. ગિરનારા અને બરડાઈઓ વચ્ચેનો સંબંધ લોહીનો હોવાનું કહેવાય છે૪૨ અને મોડેથી સંબંધ બંધ થયાનું જાણવામાં આવ્યું છે. બરડાઈ બ્રાહ્મણોમાં મોટા ભાગનું લોહી સિંધ બાજુનું સચવાઈ રહ્યું છે. ભાટિયાઓની સાથે મોડેથી આવેલા પોકરણા બ્રાહ્મણો આવ્યા પશ્ચિમ મારવાડના જેસલમેરના-પોકરણના પ્રદેશમાંથી, પણ લોહીની દૃષ્ટિએ પોકરણાઓ સિંધ બાજુના છે તેવી બરડાઈ બ્રાહ્મણોની પણ સ્થિતિ પકડાય છે.

વાણિયાઓમાં 'સોરઠિયા'ને બાજુએ રાખતાં કપોળો -ઓસવાળો-પોરવાડો-શ્રીમાળીઓ નવા છે; મોઢ પણ. અને ખડાયતા તો ખૂબ મોડેથી આવ્યા છે. બ્રાહ્મણોમાં પણ મોઢ શ્રીમાળી શ્રીગૌડો સારસ્વતો પોકરણા કનોજિયા કંડોળિયા ઔદીચ્યો રાજગર છેલ્લાં હજાર વર્ષોમાં આવી વસ્યા છે.

પાછળથી ખત્રીઓ, લુહાણા, ભાટિયા, મુસલમાન મકરાણી સિંધીઓ અને સીદીઓ આવ્યા. રાજપૂત

૪૧. આઠમી સદીમાં વઢવાણમાં ચાવડા હતા, ઊનામાં ચાલુક્યો હતા. Glory that was Gurjara Desa, Vol. III, પૃ. ૧૮ વગેરે

૪૨. બોમ્બે ગેઝે. ગ્રંથ ૯, ભા. ૧, પૃ. ૯

જાતિઓમાંથી જ ખાંટ સરાણિયા અને મોચીઓ, તેમજ વણકર-ચમાર હાડી અને મિશ્રણથી ભંગી વગેરે કોમો પ્રસરી; જિપ્સી પ્રકારની 'વાઘરી' કોમ પણ મોડેથી આવી.

ગોહિલો ૮ મી સદીમાં આવ્યા કહેવાય છે, પરંતુ સં. ૧૨૦૨ ના ઠ૦ સૂલુકનો લેખ જોતાં ૧૧ મી સદીમાં આવ્યા લાગે છે. સોલંકી-વાઘેલા પરમાર જાડેજા ઝાલા અને કાઠી આ પછી જ આવ્યા છે.[૪૩]

આ સૌરાષ્ટ્રની પ્રજાઓની વિવિધતાએ સ્થાનિક પ્રજામાં અનેક પ્રકારની લાક્ષણિકતા-ખમીર વગેરેનાં દર્શન કરાવ્યાં છે.

મુસ્લિમો[૪૪] આવ્યા-આવવાનું શરૂ કર્યું છેક ૮ મી

---

૪૩. સૌરાષ્ટ્રમાં ગોહિલોમાંનો માંગરોળની સોઢળી વાવના સં. ૧૨૦૨ના કુમારપાલના સમયના લેખમાંનો सहजिग જ કદાચ સિદ્ધરાજનો મોકલેલો પહેલો ગોહિલ છે; ગુજ. મધ્ય. રાજ. ઇતિ. પૃ. ૩૭૮. બીજા રાજપૂતો એ પછી જ આવ્યા છે.

૪૪. આરબોનું આગમન ઈ. સ. ૭૧૩માં-સિંધ દ્વારા; બૌ. ગે. ગ્રંથ ૯, આ. ૧, પૃ. ૪૫૫. મુહમ્મદ ઉમર 'કોકિલ' ૧૧ મી સદી પૂર્વનો ગુજરાત-મુસ્લિમ સંબંધ" એ નિબંધમાં (પૃ. ૧૩-૧૭) આ વિશે સારી માહિતી આપવા પ્રયત્ન કર્યો છે. એમના જણાવ્યા પ્રમાણે નીચે પ્રમાણે હુમલા ૧૧ મી સદી સુધીમાં જાણવામાં આવ્યા છે: (૧) હિ. સ. ૧૫ (ઈ. સ. ૬૩૬) માં ખલિફા ઉમર બિન ખિત્તાબે નીમેલા બહેરીન અને ઓમાનના હાકેમ ઉસ્માન બિન અબુસાસ સકફીએ ઓમાનથી દરિયાવાટે થાણા ઉપર લશ્કર મોકલેલું, જે વિજય કરી પાછું ફરેલું. (૨) એ જ વર્ષમાં એણે બીજું લશ્કર ભરૂચ ઉપર મોકલેલું, તે પણ વિજયી બની પાછું ફરેલું. આ વખતે ભરૂચમાં મહા. સામંત દદ્ બીજો સત્તા ઉપર હતો. (૩) ૪૨ વર્ષ પછી હિ. સ. ૧ (ઈ. સ. ૬૭૭) માં સેનાધિપતિ ઇસ્માઇલે ધોઘા ઉપર ચડાઇ કરી.

સદીથી, પરંતુ વસવાટ કર્યો ૧૧ મી સદીમાં.[૪૫]

આ પ્રજાઓમાં અરબો—ખાસ કરીને સૈયદો, તુર્કો, ચિશ્તીઓ, કાઝી, બેલિમ, તાઈ વગેરેનો સંબંધ માંગરોળની

ભારે વિગ્રહમાં ઇસ્માઈલ અને સરદાર યાકૂબ શહીદ થયા. (૪) એ પછી ૩૭ વર્ષે મુહમ્મદ બિન કાસિમે સિંધમાં દાહીરને હરાવીને સિંધનો કબજો કર્યો અને ત્યાંથી આગળ વધી એ મુલતાન, મારવાડ, જયપુર ઉજ્જૈન અને ચિત્તોડનો પરાજય કરી, ગુજરાત-સૌરાષ્ટ્ર ઉપર ઊતરી આવ્યો-ઈ. સ. ૭૧૩-૧૪. (૫) આ પછી ૨૫ વર્ષે અવનિજનાશ્રય પુલકેશીના નવસારાના દાનપત્રમાં પરાભવ સૂચવાયેલો છે તે જુએદનો ઉપરના મોટા ભાગના પ્રદેશો ઉપર વિજયવાળો હુમલો, જેને પુલકેશીએ હરાવી પાછો વાળ્યો. (૬) એ પછીના ૨૧ મા વર્ષે, ઈ. સ. ૭૫૮માં ખલિફા અલ્મનસૂરે હાસમ બિન અમરૂ તઘલખને સિંધ મોકલ્યો. જેણે ઈ. સ. ૭૬૦માં અમરૂ બિન જમાલને વલભીપુર મોકલ્યો, જે લૂટફાટ કરી પાછો વળી ગયેલો. અલાણાના ૭ મા શીલાદિત્યના દાન-પત્રમાં એના આ વિજયનો નિર્દેશ છે. (૭) હાસમ બિન અમરૂએ ગાંધાર ઉપર ચડાઈ કરી મંદિર તોડી પહેલી મસ્જિદ બંધાવી. (૮) હિ. સ. ૧૫૯ (ઈ. સ. ૭૭૬) માં ખલિફા અલ્મહેદીએ અબ્દુલમલિક બિન સિંહબ અલ્મુસમઈની સરદારી હેઠળ વલભી ઉપર ચડાઈ મોકલી, જેમાં વલભીપુરનો વિનાશ થયો. મરકીના ઉપદ્રવે વિજેતાઓનો નાશ થયો. બચેલા પાછા ફર્યા. (૯) ઈસુની ૯ મી સદીના પૂર્વાર્ધમાં મુહમ્મદ બિન માહાને ૬૦ વહાણો લઈ ચડાઈ કરીને માળિયાનો કબજો લઈ મેરો ઉપર વિજય મેળવ્યો.

૪૫. મહમ્મદ ગઝનવીના અવશેષોની ખબર નથી, પરંતુ ધોધામાનો ઈ. સ. ૧૧૯૫માં એક મુસ્લિમ મરાયાનો લેખ મળે જ છે; જુઓ ભાવ. ફારસી-અરબી લેખો, પૃ. ૧. એટલે કે એ પૂર્વે જ અહીં મુસ્લિમ વ્યક્તિઓ રહેતી થઈ ગઈ હતી.

સાથે સવિશેષ રહ્યો છે. માંગરોળનો ઇતિહાસ ઘડવામાં આ મુસ્લિમ કુળોનો ફાળો અનેક રીતે નોંધપાત્ર છે, એટલે અહીં 'માંગરોળ-સોરઠ'થી શરૂ કરું છું.

---

સ્વ. કોકિલના જણાવ્યા પ્રમાણે (એજન, પૃ. ૧૮-૨૩) ઇસ્લામના ઉદય પૂર્વેથી આરબોનો હિંદની ભૂમિ સાથે અવરજવરનો સંબંધ હતો, જેમાં વેપાર એ મુખ્ય વસ્તુ હતી. ઇસ્લામના ઊગમ પછી ચડાઈઓ નોંધાયેલી છે તેના અનુસંધાનમાં અરબ મુસ્લિમો અને હિંદુ નવ-મુસ્લિમો કાંઠાનાં ગામોમાં હોવાનું જાણવા મળે છે. મુસ્લિમ ગુનેગારોના મુકદ્દમા હિંદી રાજાઓ તરફથી હુન્નરમન (મુસ્લિમ કાઝી નિમાતો તે) કરતો. ચેવલમાં એવો એક હુન્નરમન હોવાનું જાણવામાં આવ્યું છે. હિ. સ. ૩૦૩ (ઈ. સ. ૯૧૬) માં અલ્મસૂદીએ પોતાની પ્રવાસ-નોંધમાં ખંભાતમાં મુસલમાનો આબાદ થયાનું નોંધ્યું છે. ઈ. સ. ૯૫૧ અબુ ઇસહાક ઇબ્રાહીમ અલઇસ્તખરીએ અને અબુલકાસમ ઇબ્ન હોકલે ખંભાતની આબાદી વિશે પોતાની નોંધમાં જણાવ્યું છે અને ઇસ્તખરીએ ખંભાતમાં મુસ્લિમોની વસાહત હોવાનું કહ્યું છે. એણે ખંભાત ચેવલ અણહિલવાડ અને સંજાણમાં 'જામઅ મસ્જિદો' હોવાનું લખ્યું છે.

આમ અરબો વેપાર માટે જૂના સમયથી અવરજવર કરતા હતા. એમાં ઇસ્લામના ઉદય પછી ધર્મમિશ્ર રાજકારણ પણ ઉમેરાયું અને એને લઇ ઉત્તરોત્તર મુસ્લિમોનાં થાણાં મુખ્યત્વે સિંધથી લઈ કોંકણ-પટ્ટી સુધીનાં જુદાં જુદાં બંદરોમાં થયાં. પ્રસંગવશાત્ અહીં એ પણ નોંધી લેવું જોઇયે કે ઈરાનમાં મુસ્લિમ ધાર્મિક આક્રમણને કારણે ઇસ્લામનો સ્વીકાર ન કર્યો તેવા ઇરાનીઓ-પારસીઓ સૌથી પ્રથમ સૌરાષ્ટ્રના દીવ બંદરે આવી ત્યાં ૧૯ વર્ષ રહ્યા હતા, પરંતુ અનુકૂળતા ન આવવાથી થાણા જિલ્લાના સંજાણ બંદરે દેવગિરિના યાદવોના શાસનમાં જઈ રહ્યા. 'જાદી રાણો' તે દેવગિરિનો 'યાદવ' સંભવે છે.

વસી હોવી પકડી શકાય છે.[2] માંગરોળની વસાહત પણ એટલી જૂની હોવાની જરાય ઓછી શક્યતા નથી. અને એવો સૌથી જૂનો નિર્દેશ ટૉલેમી (ઈ.સ. ૧૬૧) નામના યુરોપીય મુસાફરનો છે, જેણે 'મોનોગ્લોસોન' નામનું[3] સૌરાષ્ટ્રનું એક બંદર હોવાનું કહ્યું છે. આ વિષયમાં વિદ્વાનો એકમત છે કે આ નામ 'માંગરોળ'(સં. मङ्गलपुर)નું છે. આ પછી નવસો વર્ષ સુધી એનો ક્યાંય કોઈ પણ પ્રકારનો નિર્દેશ થયો મળતો નથી. અત્યાર સુધીમા મળેલાં સાધનોમાં સૌથી જૂનો નિર્દેશ માંગરોળની બજાર ચોકની અંદરની બાજુએ સૈયદવાડાના પહેલા ખાંચામાં આવેલી—સં. ૧૩૭૫-ઈ. સ. ૧૩૧૯ માં બંધાયેલી 'સોઢળી વાવ'માં ચોડેલા જોવામાં આવતા કુમારપાળના સમયના સં.૧૨૦૨-સિંહ સં.૩૨-ઈ.સ. ૧૧૪૬ના શિલાલેખમાં 'મંગલપુર'ના રૂપનો

૨. જુઓ મારો ઉપર ખંડ ૧ લામાં સૂચવેલો 'રૈવતક ગિરિ અને દ્વારકા' લેખ, પૃ. ૫૬ની પાદટીપ; ગુજરાત રાજ્ય : પુરાતત્ત્વ ખાતાના નિયામક શ્રી. જયેંદ્ર નાણાવટીનો પત્ર.

૩. His. of Kathi., પૃ ૩ અને Bombay Gazatteer : Kathi. : પૃ. ૫૪૨

૪. ભાવનગર પ્રાચીન શોધસંગ્રહમાંથી ગુજ. ઐતિ. લેખો, ભાગ ૨ જામાં ઉતારી લીધો છે; નં. ૧૪૫ નો લેખ, પૃ. ૩૧-૩૨ : श्रीमन्मंगलपुरशुल्कमंडपिकायां : વગેરે.

સં. ૧૨૦૨ના આ લેખમાં સિંહ સંવત ૩૨ નો નિર્દેશ છે. સિંહ સંવત ધરાવતા બીજા બે લેખો તે ભીમદેવ બીજાનો સોરઠ વિભાગમાંના કોઈ ગામમાંથી મળેલાં સં. ૧૨૬૬-સિંહ સંવત ૯૬નાં તામ્રપત્રો ઉપરનો એક અને વાઘેલા અર્જુનદેવના સમયનો હોરમઝના નાવિક નૂરુદ્દીને સોમનાથ પાટણમાં મસ્જિદ બંધાવ્યાનો (ગુજ. ઐતિ.

લેખો, ગ્રંથ ૩, પૃ. ૫૮-૬૩), રસૂલ મહંમદ સં. ૬૬૨ (હિ.સ.)-વિ. સં. ૧૩૨૦-વલભી સં. ૯૭૫-સિંહ સં. ૧૫૧ નો બીજો (અત્યારે વેરાવળની હરસિદ્ધ માતાના મંદિરમાંનો)-આમ બધા મળી માત્ર ત્રણ જ ઉત્કીર્ણ લેખ મળ્યા છે. સિંહ સં. ૯૩નો બીજા ભીમદેવના સમયનો કચ્છમાંથી મળેલાં તામ્રપત્રોનો કહેવામાં આવ્યો છે (ગુજ. ઐતિ. લેખો-ભાગ ૨-ચાલુક્યોના લેખો, પૃ. ૮૧ વગેરે), પણ આ તો સં. ૧૦૯૩ નાં ભીમદેવ પહેલાનાં સમયનાં તામ્રપત્રો છે. આનો લેખક કાંચનસુત વટેશ્વર અને દૂત સાંધિવિગ્રહિક ચંડશર્મા તે ભીમદેવ ૧ લાનાં સં. ૧૦૮૬નાં જુદી જુદી બે મિતિનાં તામ્રપત્રોમાંના જ છે (પૃ. ૧૫ અને ૧૬). બ્યુલરે આ તરફ પ્રથમ વાર ધ્યાન દોર્યું હતું જ (પૃ. ૨૬).

સિંહ સંવત કોના નામથી ચાલ્યો એ વિશે કેટલીક કલ્પનાઓ કરવામાં આવી છે. એ ખરું કે આ સંવત માત્ર સૌરાષ્ટ્રમાં પણ હાલના સોરઠ પ્રાંતના વિભાગમાંથી જ મળેલાં લેખો અને દાનપત્રોમાં જ જોવામાં આવે છે, એટલે એનો સંબંધ સોરઠ પ્રાંત-ગિરનારપંથક સાથે જ છે, અને વિ. સં. ૧૧૭૧ અને સિંહ સં. નું ૧ લું વર્ષ સમાન છે એ જોતાં જયસિંહ સિદ્ધરાજના રા' ખેંગાર ઉપર વિજય મેળવી એને કેદમાં નાખ્યાના પરાક્રમની યાદમાં ચાલ્યાની સંભાવના કરવાપણું નથી, એ સત્ય હકીકત છે. વિ. સં. ૧૧૭૦-ઈ. સ. ૧૧૧૬માં આ વિજય થયો જ હતો.(ગુજ. મધ્ય રાજ. ઇતિ પૃ-૨૭૬).

અહીં નોંધવાનું કે ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીએ (ગુજ. પ્રા. ઇતિ., પૃ. ૧૯૩) 'આ અજબ સિદ્ધિની યાદગીરીમાં જયસિંહદેવે સિંહ સંવત શરૂ કર્યો ને 'સિદ્ધચક્રવર્તી' બિરુદ ધારણ કર્યું એવું જણાય છે.' એવી સંભાવના કરી છે એ માત્ર સંભાવના નહિ, પણ હકીકત જ છે. એમણે જણાવ્યું છે તે પ્રમાણે "સૌરાષ્ટ્રના કેટલાક શિલાલેખોમાં" નહિ, "સોરઠ પ્રાંતનાં જ ઉત્કીર્ણ લેખોમાં" એમ કહેવું જોઈએ. સોરઠના એના પ્રતિનિધિ અધિકારીઓએ એ નોંધવાની માત્ર ખાસ ચીવટ લીધી છે, બીજે બીજાઓએ નહિ જ.

વસી હોવી પકડી શકાય છે.[૨] માંગરોળની વસાહત પણ એટલી જૂની હોવાની જરાય ઓછી શકયતા નથી. અને એવો સૌથી જૂનો નિર્દેશ ટોલેમી (ઈ.સ. ૧૬૧) નામના યુરોપીય મુસાફરનો છે, જેણે 'મોનોગ્લોસોન' નામનું[૩] સૌરાષ્ટ્રનું એક બંદર હોવાનું કહ્યું છે. આ વિષયમાં વિદ્વાનો એકમત છે કે આ નામ 'માંગરોળ'(સં. मङ्गलपुर)નું છે. આ પછી નવસો વર્ષ સુધી એનો ક્યાંય કોઇ પણ પ્રકારનો નિર્દેશ થયો મળતો નથી. અત્યાર સુધીમાં મળેલાં સાધનોમાં સૌથી જૂનો નિર્દેશ માંગરોળની બજાર ચોકની અંદરની બાજુએ સૈયદવાડાના પહેલા ખાંચામાં આવેલી—સં. ૧૩૭૫-ઈ. સ. ૧૩૧૯ માં બંધાયેલી 'સોઢળી વાવ'માં ચોડેલા જોવામાં આવતા કુમારપાળના સમયના સં.૧૨૦૨-સિંહસં.૩૨-ઈ.સ. ૧૧૪૬ ના શિલાલેખમાં 'मंगलपुर'ના રૂપનો

૨. જુઓ મારો ઉપર ખંડ ૧ લામાં સૂચવેલો 'રૈવતક ગિરિ અને દ્વારકા' લેખ, પૃ. ૫૬ની પાદટીપ; ગુજરાત રાજ્ય : પુરાતત્ત્વ ખાતાના નિયામક શ્રી. જયેંદ્ર નાણાવટીનો પત્ર.

૩. His. of Kathi., પૃ ૩ અને Bombay Gazatteer : Kathi. : પૃ. ૫૪૨

૪. ભાવનગર પ્રાચીન શોધસંગ્રહમાંથી ગુજ. ઐતિ. લેખો, ભાગ ૨ જામાં ઉતારી લીધો છે; નં. ૧૪૫ નો લેખ, પૃ. ૩૧–૩૨ : श्रीमन्मंगलपुरशुल्कमंडपिकायां : વગેરે.

સં. ૧૨૦૨ના આ લેખમાં સિંહ સંવત ૩૨ નો નિર્દેશ છે. સિંહ સંવત ધરાવતા બીજા બે લેખો તે ભીમદેવ બીજાનો સોરઠ વિભાગમાંના કોઈ ગામમાંથી મળેલાં સં. ૧૨૬૬-સિંહ સંવત ૯૬નાં તામ્રપત્રો ઉપરનો એક અને વાઘેલા અર્જુનદેવના સમયનો હોર્મઝના નાવિક નૂરુદ્દીને સોમનાથ પાટણમાં મસ્જિદ બંધાવ્યાનો (ગુજ. ઐતિ.

લેખો, ગ્રંથ ૩, પૃ. ૫૮-૬૩), રસૂલ મહંમદ સં. ૬૬૨ (હિ.સ.)-વિ. સં. ૧૩૨૦-વલભી સં. ૯૭૫-સિંહ સં. ૧૫૧ નો બીજો (અત્યારે વેરાવળની હરસિદ્ધ માતાના મંદિરમાંનો)-આમ બધા મળી માત્ર ત્રણ જ ઉત્કીર્ણ લેખ મળ્યા છે. સિંહ સં. ૯૩નો બીજા ભીમદેવના સમયનો કચ્છમાંથી મળેલાં તામ્રપત્રોનો કહેવામાં આવ્યો છે (ગુજ. ઐતિ. લેખો-ભાગ ૨-ચાલુક્યોના લેખો, પૃ. ૮૧ વગેરે), પણ આ તો સં. ૧૦૯૩ નાં ભીમદેવ પહેલાનાં સમયનાં તામ્રપત્રો છે. આનો લેખક કાંચનસુત વટેશ્વર અને દૂત સાંધિવિગ્રહિક ચંડશર્મા તે ભીમદેવ ૧ લાનાં સં. ૧૦૮૬નાં જુદી જુદી બે મિતિનાં તામ્રપત્રોમાંના જ છે (પૃ. ૧૫ અને ૧૬). બ્યુલરે આ તરફ પ્રથમ વાર ધ્યાન દોર્યું હતું જ (પૃ. ૨૬).

સિંહ સંવત કોના નામથી ચાલ્યો એ વિશે કેટલીક કલ્પનાઓ કરવામાં આવી છે. એ ખરું કે આ સંવત માત્ર સૌરાષ્ટ્રમાં પણ હાલના સોરઠ પ્રાંતના વિભાગમાથી જ મળેલાં લેખો અને દાનપત્રોમાં જ જોવામાં આવે છે, એટલે એનો સંબંધ સોરઠ પ્રાંત-ગિરનારપંથક સાથે જ છે, અને વિ. સં. ૧૧૭૧ અને સિંહ સં. નુ ૧ લું વર્ષ સમાન છે એ જોતાં જયસિંહ સિદ્ધરાજના રા' ખેંગાર ઉપર વિજય મેળવી એને કેદમાં નાખ્યાના પરાક્રમની યાદમાં ચાલ્યાની સંભાવના કરવાપણું નથી, એ સત્ય હકીકત છે. વિ. સં. ૧૧૭૦-ઈ. સ. ૧૧૧૬માં આ વિજય થયો જ હતો.(ગુજ. મધ્ય રાજ. ઇતિ પૃ-૨૭૬).

અહીં નોંધવાનું કે ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીએ (ગુજ. પ્રા. ઇતિ., પૃ. ૧૯૭) 'આ અજબ સિદ્ધિની યાદગીરીમાં જયસિંહદેવે સિંહ સંવત શરૂ કર્યો ને 'સિદ્ધચક્રવર્તી' બિરુદ ધારણ કર્યું એવું જણાય છે.' એવી સંભાવના કરી છે એ માત્ર સંભાવના નહિ, પણ હકીકત જ છે. એમણે જણાવ્યું છે તે પ્રમાણે "સૌરાષ્ટ્રના કેટલાક શિલાલેખોમાં" નહિ, "સોરઠ પ્રાંતનાં જ ઉત્કીર્ણ લેખોમાં" એમ કહેવું જોઈએ. સોરઠના એના પ્રતિનિધિ અધિકારીઓએ એ નોંધવાની માત્ર ખાસ ચીવટ લીધી છે, બીજે બીજાઓએ નહિ જ.

છે.[૪] ચોરવાડથી તલારાના માર્ગે[૫] સૌરાષ્ટ્રના નાયક ઠ૦ ગોહીલ મૂલુકના ભાઈ સોમરાજે પિતા સહજિગના[૬] સ્મરણમાં સહજિગેશ્વર(હાલના 'નાગેશ્વર') મહાદેવના મંદિરના નિભાવ માટે મૂલુક તરફથી વંથળી ચોરવાડ માંગરોળ વગેરે ગામોમાંથી જુદા જુદા પદાર્થોની લેવાતી જગાત પહોંચાડવાની આજ્ઞા કરવામાં આવી છે.[૭] સહજિગેશ્વર મહાદેવના મંદિરમાં ચોડેલો આ શિલાલેખ પાછળથી અસલ સ્થાન ઉપરથી ખસેડી સુરક્ષિતતા યા એવા કોઈ કારણે ૧૭૩ વર્ષ પછી બાંધવામાં આવેલી માંગરોળની એ સોઢળી વાવમાં ત્રણેક પગથિયાં ઊતરતાં જ જમણે હાથે ચોડવામાં આવેલો છે. હકીકતમાં માંગરોળનો રાજકીય ઇતિહાસ પણ અહીંથી જ શરૂ થાય છે. ઠ૦ ગોહીલ મૂલુક અણહિલપુર પાટણના કુમારપાલ સોલંકીના પ્રતિનિધિ તરીકે સૌરાષ્ટ્રનો નાયક છે.[૮] એ સૂચક છે કે જૂનાગઢના ચૂડાસમાઓથી મૂલુક અહીં અલિપ્ત છે. અર્થાત્ કે સિદ્ધરાજ જયસિંહે રા'ખેંગારને મારી જૂનાગઢ પ્રદેશ પોતાની સત્તા નીચે લીધો ત્યારે ખેંગારના વારસને

૫. અહીં આ માર્ગે નાગેશ્વર મહાદેવનું મંદિર અત્યારે જે છે તે આ અસલ મંદિર.

૬. આ सहजिग એ સૌરાષ્ટ્રના ગોહીલ રાજકુળના 'સેજકજી'ની પૂર્વે થયેલો છે. ઉપરના લેખમાં મૂલુકને સોમરાજનો મોટો ભાઈ અને सुराष्ट्रानायक કહ્યો છે. જુઓ પંક્તિ ૮-૯.

૭. पूजार्थमस्य देवस्य भ्राता ज्येष्ठोस्य मूलुकः ।सुराष्ट्रानायकः प्रायाच्छासनं कुलशासनं ।।–પંકિત–૮–૯–ઉપરનો લેખ

૮. आचक्राम झगित्यचिंत्यमहिमा...कुमारपालनृपतिः...राज्येऽमुष्य महीभुजो भवदिह श्रीगूहिलस्यान्वये વગેરે. પછી ઉપરનો શ્લોક–જુઓ–એ જ લેખ–પં. ૩ થી ૯ સુધીની. કુમારપાલની આજ્ઞામાં મૂલુક સોમરાજ સૌ સુરાષ્ટ્રની પ્રજાના રક્ષકો હતા.

ખંડિયા તરીકે રાજ્ય ચલાવવા આપ્યું,૯ જેની સત્તા મર્યાદિત જ હતી. આ ગોહીલ માંગરોળ પંથકનો તરતનો મોકલેલો પ્રતિનિધિ હતો કે તાબેદાર રાજા હતો એનો નિર્ણય સરળ નથી. વિલ્બરફોર્સ બેલ 'કાઠિયાવાડના ઇતિહાસ'માં આ પંથકમાં ગોહીલો ૮ મી સદીથી રાજ્ય કરતા હોવાનું નોંધે છે. પરંતુ એ વાતને ટેકો આપનારું કોઈ સધ્ધર પ્રમાણ તો નથી જ. અને સં. ૧૨૦૨ નો શિલાલેખ જોતાં એમાંનો મૂલુકનો પિતા સહજિગ ઈ. સ. ૧૨ મી સદીથી જૂને નહિ જાય. માંગરોળની પૂર્વે ચારેક માઈલ ઉપર ઢેલાણા૧૧ ગામની દક્ષિણે નોળી નદી ઉપર કામનાથ મહાદેવના જૂના ભૃગુમઠમાંથી નૈવેદ્યના શિલાપટ્ટ (પછીથી 'ઓરસિયા' તરીકે વપરાતા પથ્થર)ના વલભી સં. ૯૧૧ના ભાદ્ર. સુ. ૪ શુક્ર (તા. ૨૪-૮-૧૨૨૯)-(વિ. સં ૧૨૮૫)ના૧૨ લેખમા प्रत्ययजनक ठ०मूलूसुत राणकराज्ये [य] .એનો નિર્દેશ છે, જ્યાં મૂલુના પુત્રનું નામ જ 'राणक' છે. આમાં બીજાં કોઈ વિશેષણ ન હોઈ ઘૂમલીમાં૧૩ જેમ राण (='રાણા') હતા

---

૯. ગુજ. મધ્ય. રાજ. ઇતિહાસમાં પૃ. ૨૭૮ ઉપર ખેંગારનો નાશ કર્યા પછી સજ્જન મંત્રીને જૂનાગઢનો વહીવટ આપ્યાનું મળે છે.

૧૦. His. of Kathi. : પૃ. ૫૩

૧૧. ભાવનગર પ્રાચીન શોધસંગ્રહમાં 'ધેલાણું' નોંધાયું હોઈ, પછી, ગ્રંથોમાં 'ધેલાણું' લખાયું છે.

૧૨. Inscriptions of Kathi. : લેખ ૫ મો, પૃ ૬૮૮. અહીં વાંચવામાં શ્રી ડિસ્કળકરની ભૂલ છે...राणक राज આ પછી તૂટે છે તે राज्ये જ છે.

૧૩. એજન, લેખ ૨ જો, પૃ. ૬૮૬ : वीसावाडाग्रामे राणश्रीसीहराज्ये राजश्रीविक्रमादित्येन राणश्रीविक्रमादित्यमूर्तिः कारापिता । વગેરે અનેક

તેવો આ 'રાણો' નથી, પણ વિશેષ નામ જ છે. એ કોઈ બીજી સત્તાના પ્રતિનિધિ હતા. 'प्रत्ययजनक=વિશ્વાસ કરાવનાર'થી શું અભિપ્રેત છે એ સમઝાતું નથી. આ ગોહીલો પાસેથી સોલંકીઓએ સત્તા કબજે કરી લીધી હશે એમ સં. ૧૩૨૮ ( ઈ. સ. ૧૨૭૨ ) ના કોડીનારના પ્રશસ્તિ-લેખથી[14] સમઝાય, કારણ કે એમાં ગંડશ્રીવીરભદ્રે સુપ્રસિદ્ધ કોડીનાર-પ્રશસ્તિના વર્ણ્ય નાગર બ્રાહ્મણ 'નાનાક'ને મંગલપુરનો ૭ મો હિસ્સો બક્ષિસ આપ્યો હતો,[15] ગંડશ્રીવીરભદ્ર સોલંકીઓ તરફથી પ્રભાસપાટણમાં શ્રીસોમનાથનો જેને વહીવટ સોંપવામાં આવ્યો હતો તે ભદ્રકાલી માતાના લેખવાળા[16] પાશુપતાચાર્ય ભાવ બૃહસ્પતિનો વંશજ હતો. ઢેલાણા નજીકનું કામનાથ મહાદેવનું સ્થાન 'ભૃગુમઠ' તરીકે જાણીતું હતું તે આ પાશુપતાચાર્યોનું એક સ્થાન હતું,

૧૪. यः शंकरेण निरमीयत **मंगला**ख्यग्रामाभिरामतससप्तमभागभोगी ॥ २९ ॥–જુઓ ગુજ. ઐતિ. લેખો, ભાગ ૩ જો, પૃ ૬૯. વિ. સં. ૧૩૧૮માં વીસળદેવ મરી ગયા પછી એની બીજી ત્યાંની જ પ્રશસ્તિ (સં. ૧૩૨૮) સુધીમાં આ ૧ લી પ્રશસ્તિ રચાયા હોવાની સંભાવના છે.

રણછોડજી વાઘેલાઓની પાસે કબજો હોવાનું નોંધે છે અને એમની પાસેથી કાઝી મલેકો અને સૈયદોએ કબજો લીધો એમ કહે છે; **Tarikhi Sorath**, પૃ. ૫૨.પણ વાઘેલાઓ માંગરોળમાં જ રહી વહીવટ કરતા હતા એ કહેવું મુશ્કેલ છે. એ ખરું કે સં. ૧૩૫૩માં કર્ણ વાઘેલાનો જુમામસ્જિદના બહારના થાંભલાનો લેખ છે, પણ એ તો સમગ્ર ગુજરાત–સૌરાષ્ટ્ર ઉપરના વાઘેલાઓના શાસનનો નિર્દેશ કરે છે.

૧૫ બો. ગેઝે., કાઠિઃ પૃ. ૫૪૨ માં પણ ઉપરની વિગત સૂચિત છે.

૧૬. જુઓ ગુજ. ઐતિ. લેખો ભાગ ૨ઃ ચાલુક્ય વંશના લેખો પૃ. ૬૧–૬૪

અને ગોહીલોના હાથમાંથી તંત્ર જતાં પાશુપતાચાર્યોને પણ આ પંથકનો વહીવટ મળ્યો હોય, યા કોઈ અન્ય વહીવટદાર હોય. ગોહીલો મંડલેશ્વરનો દરજ્જો ભોગવતા હોય તો સોલંકીઓએ કબજો લેવાનો ન રહે. માંગરોળથી સાતેક માઈલ પૂર્વમાં આવેલા લાઠોદરા ગામના સં. ૧૩૨૩ માઘ. સુદ ૪ ભૌમ ( તા. ૧૨-૧-૧૨૬૬ ) ના લેખમાં सौराष्ट्रमंडले मह० श्रीपाले व्यापृ(? प्रि)यमाणे પ્રાપ્ત થાય છે, જે હકીકતે સોલંકીઓ તરફથી જેને સૌરાષ્ટ્ર મંડળનો અધિકાર સોંપવામાં આવ્યો હતો તેવો પ્રતિનિધિ છે. એ વખતે लाठिउद्राग्रामे દેખરેખ કોઈ શેઠની હતી.[૧૭] (નામ તૂટક છે ) આ पाल કે पाल्हનો નિર્દેશ પોરબંદરની બારવાવાડમાં આવેલી પદ્મિની માતાના મંદિરના સં. ૧૩૩૪ આશ્વિન સુ. ૧૪ રવિ (તા. ૧૨-૯-૧૨૭૭) ના લેખમાં છે, જ્યાં श्रीपाल्ह લગોલગ ઠ૦ श्रीसामंतसीहનો પણ ઉલ્લેખ થયો છે[૧૮] આમ એ સમયે पाल्ह સૌરાષ્ટ્રનો સર્વસત્તાધીશ લાગે છે.

માંગરોળની સોઢળી વાવ આત્મશ્રેયોર્થં મોઢજ્ઞાતીય વલી (? ખલી) સોઢલ કરાવે છે તે સં. ૧૩૭૫ પૌ. સુ. ૧૫ રવિ (તા. ૭-૧-૧૩૧૯) ને દિવસે राउलश्रीमहीपालदेराज्ये.[૧૯] આ મહીપાલદેવ તો સ્પષ્ટ રીતે જૂનાગઢનો રા’ મહીપાલદે છે. મહીપાલદેવ વિ. સં. ૧૩૬૪-ઈ. સ. ૧૩૦૮ માં જૂનાગઢનો રા’ હતો, જ્યારે એનો પુત્ર ખેંગાર વિ. સં ૧૩૩૧ માં[૨૦] સત્તા ઉપર આવ્યો.

૧૭. Inscri. of Kathi. : લેખ ૧૩, પૃ. ૬૯૩

૧૮. એજન. લેખ, ૧૪, પૃ. ૬૯૩

૧૯. એજન, લેખ ૨૪, પૃ. ૭૩૦

૨૦. એજન, પ્રસ્તા. પૃ. ૫૭૮

હતો. વૉટ્સને ભૂલથી એને રાઉલ વિશેષણને લીધે ગોહીલ કહ્યો છે.

એ હવે ઇતિહાસસિદ્ધ વાત છે કે સોમનાથની ખ્યાતિથી આકર્ષાઈ મહમૂદ ગઝનવીએ સિંધથી મારવાડ-પશ્ચિમ મારવાડનું ભટ્ટીઓની જૂની રાજધાનીનું લોદ્રવા (સં. लोहपद्र) નગર ખાખ કર્યું અને ત્યાંથી ઉત્તર ગુજરાતના મોઢેરા આવ્યો અને એના સૂર્યમંદિરનો ભંગ કર્યો, ત્યાંથી એ ઝાલાવાડ થઈ મધ્ય સૌરાષ્ટ્રને રસ્તે દક્ષિણ સમુદ્રતીર નજીક દેલવાડા આવ્યો અને એના કિલ્લાને જમીનદોસ્ત કર્યો. ત્યાંથી એ સોમનાથ આવ્યો. એણે તા. ૬-૧-૧૦૨૬ ને ગુરુવારે રાતે જ હલ્લો કર્યો અને ત્રણ જ દિવસમાં વિજય પ્રાપ્ત કરી સોમનાથના મંદિરનો સંપૂર્ણ ધ્વંસ કરી તા.૨૬-૧-૧૦૨૬ના દિવસે સ્વદેશ પાછો ફર્યો.[૨૨] એ કોઈ પ્રતિનિધિ મૂકી ગયો હોય એમ લાગતું નથી, અને ભીમદેવ સોલંકીએ આવી વિશાળ શિલાઓથી મંદિરનો નવેસરથી જીર્ણોદ્ધાર કરી પાશુપતાચાર્યોને

૨૧. બોમ્બે ગેઝે. : કાઠિ : પૃ. ૫૪૨

૨૨. પ્રભાસ અને સોમનાથ, પૃ. ૧૭૫-૧૮૫ શ્રી શંભુપ્રસાદ હ. દેસાઈ આમ કહે છે.

અહીં રણછોડજીએ એક વાત નોંધી છે કે મહમૂદ ગઝનવી ઝડપથી સ્વદેશ તરફ ફરતાં રાજપૂતોને હાથે પકડાઈ ગયેલા બધા મુસ્લિમોને 'હિન્દુ' કરી નાખવામાં આવ્યા હતા; Tarikhi Sorath, પૃ. ૧૧૨

વળી એમ પણ કહેવામાં આવે છે કે મહમૂદ ગઝનીએ સોમનાથથી સ્વદેશ તરફ પાછા ફરતાં માંગરોળમાંના ગોહીલ શાસકને નમાવ્યો અને જજિયાવેરો કબૂલાવી આગળ વધ્યો. આ જનશ્રુતિ તરફ મારું ધ્યાન માંગરોળના એક વિદ્વાન ઇતિહાસવિદ શ્રી એ. આર. ખુશતર સાહેબે ખેંચ્યું છે, એમના તા. ૨૨-૫-૬૭ના પત્રથી

મંદિરની દેખભાળ સોંપી,[૨૩] પરંતુ મુસ્લિમો દેશમાં ટુકડે ટુકડે સ્થિર થવા લાગ્યા જ હતા. સો દોઢસો વર્ષમાં આવી નાની નાની મુસ્લિમ વસાહતો થયાનું કહી શકાય એમ છે. ઘોઘાના દરિયાકાંઠે (પરાણુપીરની જગ્યામાં આંબલી નીચે આવેલા અરબી લેખમાં હિ. સ. ૫૯૧ (ઈ. સ. ૧૧૯૫-વિ. સં. ૧૨૫૧) ના રબિ-ઉલ્-આખિર મહિનાના અંતમાં કોઈ બદ્ર-ઉદ્-દીન બાબા તાજ-ઉદ્-દીન મરાયાનો નિર્દેશ છે.[૨૪]

નોંધપાત્ર ખાસ વસ્તુ તો વાઘેલા અર્જુનદેવના સમયમાં સોમનાથ પાટણમાં હોર્મુઝ બંદરનો નાવિક, અબૂ ઇબ્રાહીમનો પુત્ર, નૂરુદ્દિન એના રાજા અમીર રુકુનુદ્દીનના સમયમાં સોમનાથ પાટણ આવેલો તેણે સોમનાથ પાટણના હિંદુઓની હૂંફથી જમીન ખરીદી પીરોજની મસ્જિદ બનાવી હતી. રસૂલમહમદ સં. ૬૬૨ (હિ.સ.)-(વિ.સં. ૧૩૨૦-વલભી સં. ૯૪૫-સિંહ સંવત ૧૫૧ (ઈ. સ. ૧૨૬૪ના આષાઢ વદિ ૨ ને રવિવારે એની આવકમાંથી ખર્ચ જતાં વધે તે મક્કા મદીના મોકલવાનું નોંધાયું છે. એ વખતે "મુસલમાન" શબ્દ વ્યાપક થઈ ચૂક્યો હતો અને સોમનાથ પાટણમાં આ વખતે નૌ-

---

૨૩. ભદ્રકાળી માતાનો પાટણનો લેખ. ગુજ. ઐતિ. લેખો. ભાગ ૨ જો, પૃ. ૬૧-૬૮

૨૪. ભાવનગર ફા. અરબી લેખો, પૃ. ૧. શ્રી. શંભુપ્રસાદ દેસાઈ એવો અભિપ્રાય ધરાવે છે કે આ ઉત્કીર્ણ લેખને સમયે હજી તાજ-ઉદ્-દીન 'બાબા'નું વિશેષણ પામ્યો નહોતો; એ એને પાછળથી મળ્યું છે; તેથી આ લેખ પણ અસલ દિવસે નહિ, પણ મોડેથી કોતરાઈ જૂનાં વર્ષ વગેરેથી મૂકવામાં આવ્યો છે. (રૂબરૂ વાત, તા. ૩૦-૫-૧૯૬૭, એમને બંગલે જૂનાગઢમાં).

વાહોની જમાત-ઘાટવાળા શહુદ્દોની જમાત—ચૂણુકર જમાત તથા પથપતિ(જમીનદારો)ની જમાતનો એમાં સમાવેશ થતો હતો, અર્થાત્ કે આ સમયે મુસ્લિમોના જથ્થા વધતી સંખ્યામાં હતા ૨૫

સૌરાષ્ટ્ર ઉપર એક ભારે વંટોળ આવે છે વિ. સં-૧૩૫૫-ઈ.સ. ૧૨૯૯માં. સોમનાથ પાટણમાં જાણુવામાં આવેલા એક પાળિયામાં સં.૧૩૫૫ આષાઢ સુદિ ૭ શનિ. (તા. ૬-૬-૧૨૯૯)ને દિવસે तुरकै भंगे सोनी (?) वाजा मालसुत....ह वाजा पद्मल भ्रा० देपालसीह श्रीसोमनाथद्वारि युद्धं कृत्वा मृतौ। તુર્કોએ શ્રી સોમનાથનો ધ્વંસ કર્યો ત્યારે એ વાજા રાજપૂતો મરાયાનું મળી આવે છે ૨૬ આ તુર્કો કોણ હતા એ સ્પષ્ટ થઈ ચૂક્યું છે. સં. ૧૩૫[૩]ના માંગરોળની જુમા મસ્જિદ (ઈ. સ. ૧૨૯૭) ના લેખમાં૨૭ કર્ણદેવ વાઘેલાનું શાસન છે. અને સં. ૧૩૫૬-ઈ.સ. ૧૩૦૦માં તો અલ્લાઉદ્દીનને હાથે કર્ણ વાઘેલાનું સંપૂર્ણ પતન થાય છે તે વખતે અલ્લાઉદ્દીનનો સાળો અલપખાન સોમનાથ પાટણ સુધી આવી, સોમનાથનો ધ્વંસ કરી આ પંથકમાં મુસ્લિમ શાસન

૨૫. જુઓ ગુજ. ઐતિ. લેખો, ગ્રંથ ૩, વાઘેલાના લેખો, પૃ. ૫૮-૬૩. આ લેખ તે હાલ વેરાવળના હરસિદ્ધ માતાના મંદિરમાં સચવાયેલો હિજરી વિક્રમ વલભી અને સિંહ સંવતો એક જ લેખમાં સાચવતો ઉત્કીર્ણ લેખ.

૨૬. Inscri. of Kathi. : લેખ ૧૭, પૃ. ૬૯૫

૨૭. ગુજ. ઐતિ. લેખો-ભાગ ૩; નં. ૨૨૫ બ, પૃ. ૨૧૯ :: ओं ॥ स्वस्ति श्रीनृप विक्रम सं. १३५× वर्षे चैत्र शुदि ७ [रवाव]-द्येह श्री[मद]णहिल्लपत्तनाधिष्ठित-[अभिनव]श्रीकर्णदेवकल्याणविज[यराज्ये] इह श्रीसुराष्ट्रामंडले...(તૂટે છે.)

મૂકી જાય છે.૨૮ આ વખતે માંગરોળમાં પણ જાણે કે મુસ્લિમ શાસન સ્થપાઈ ગયેલું હતું એવો એક ફારસી લેખ નોંધાયો છે–હિ. સ. ૭૦૦ (ઈ. સં. ૧૩૦૧, વિ. સં. ૧૩૫૭) નો, જેમાં જણાવ્યા પ્રમાણે શેખ બિન તાજે માંગરોળના કિલ્લાની દીવાલ બંધાવ્યાનું મળે છે.૨૯ આ લેખમાં એ સમયે ગુજરાત પ્રદેશ ઉપર કોઈ ઝફરખાન વજિહુ-ઉલ્-મુલ્ક શહેનશાહના પ્રતિનિધિ તરીકે અને સૌરાષ્ટ્રમાં

૨૮ ઉલુઘખાન અલ્લાઉદ્દીનનો નાનો ભાઈ હતો, જ્યારે અલપખાન સાળો હતો. ઇતિહાસોમાં આ બંનેનાં નામો વચ્ચે ભારે ગરબડ છે. અલપખાન ઈ. સ. ૧૩૦૦માં ગુજરાતનો સૂબો નિમાયો હતો: સૌ. ઇતિ. પૃ. ૧૭૫ની પાદટીપ ૧ લી. 'કાન્હડદે પ્રબંધ' માં ઉલૂખાન કહ્યો છે, આ પણ આવો જ ગોટો છે. શ્રી. દેસાઇએ બાવા અર્જુનશાહના દરગાહના હિ. ૬૬૩ (ઈ. સ. ૧૨૬૬) ના લેખનો હવાલો આપી બંને જુદાં નામ અને બંનેના અલ્લાઉદ્દીન સાથેના સગપણની સ્પષ્ટતા કરી છે, એ મને વિશ્વસનીય લાગી છે.

૨૯. ભાવ. ફારસી-અરબી લેખો, પૃ. ૨-૩. માંગરોળના ઉગમણે દરવાજે આ ૧૪ લીટીનો ફારસી લિપિનો લેખ હોવાનું નોંધાયું છે. શ્રી. શંભુપ્રસાદ હ દેસાઈ આ હિ. સ. ૭૦૦ ના અને નીચેના આવતા હિ સ. ૭૦૮ ના એમ બેઉ લેખોને પણ બનાવટી કહે છે (સૌ. ઇતિ, પૃ. ૧૭૬). એમણે 'અલપખાને સોમનાથ અને સૌરાષ્ટ્ર લૂંટયા પછી થાણાં મૂકયાં હોય તે સંભવતું નથી; અને મૂકયાં હોય તો તે ઉઠાડી મૂકેલાં' એમ લખ્યું છે, એટલે ટૂંકા સમય માટે મુસ્લિમ થાણાં પાછળથી હિંદુઓએ ઉખેડી નાખ્યાં સમઝવામાં બાધ નથી. અલ્લાઉદ્દીન પછી સત્તા નબળી પડી જ ચૂકી હતી. અહીં એ નોંધવા જેવું છે કે શેખ બિન તાજ જેવા પુત્ર-પિતા માંગરોળના શેખોના પેઢીનામામાં તો નથી જ.

સત્તાધારી તરીકે મલિક બદ્ર બેન્જેહેલ સૂચવાયેલ છે. પરંતુ ઝફરખાન વજિહ્-ઉલ્-મુલ્ક તો ફીરોઝશાહના સમયનો (ભવિષ્યનો પાટણનો સુલતાન 'મુઝફ્ફરશાહ') છે અને હિ. ૭૦૦ માં નહિ, પણ હિ. ૮૦૦ માં હતો, વળી 'શેખ બિન તાજ' નામમાં 'શેખ'નું નામ જ અપાયું નથી એટલે માંગરોળનો કિલ્લો મુસ્લિમ સરદારે બંધાવ્યાનો યશ લેવા ખૂબ ખૂબ મોડેથી આ લેખ કોતરાવી માંગરોળના ઉગમણા દરવાજે મૂકવામાં આવેલો; આજે આ લેખ હસ્તી ધરાવતો નથી એટલે હિ. ૭૦૦ માં માંગરોળ સીધી મુસ્લિમ સત્તા નીચે હોવાનું કહેવું મુશ્કેલ છે.

એટલું ખરું લાગે છે કે વાઘેલા શાસનના અંત સાથે સમગ્ર સૌરાષ્ટ્ર-ગુજરાત ઉપર મુસ્લિમ શાસન પ્રવર્તી જાય છે અને જૂનાગઢના ચૂડાસમા અને ઘૂમલીના જેઠવા રાજાઓ મુસ્લિમ શાસનની આણ સ્વીકારી લે છે.[30] અલ્લાઉદ્દીનના મૃત્યુ સાથે આ સત્તા નબળી પડી હતી અને આપણે જોઈ શકિયે છિયે કે પાટણમાં તો વાજાઓની[31] અને સં. ૧૩૭૫-ઈ. સ. ૧૩૧૯ (તા. ૭-૧-૧૩૧૯ માં તો સોઢળી વાવ બંધાવતી વેળા માંગરોળ ઉપર જૂનાગઢના રા' મહીપાલદેની સત્તા જોવામાં આવે છે;[32] [જોકે પ્રભાસ પાટણમાં સાથોસાથ હિ. સ. ૭૨૦ (ઈ. સ ૧૩૨૦-વિ સં. ૧૩૭૬માં, મહમ્મદ તઘલખના સમયમાં મલેક-તાજુ બિન આમિદ, હામિદ અહમદ શાસક હતો,[33] એવો એક લેખ

૩૦. સૌરાષ્ટ્રનો ઇતિહાસ, પૃ. ૧૮૧-૮૨

૩૧. એજન, પૃ. ૨૨૮-૩૨

૩૨. Inscrip. of Kathi. : લેખ ૨૫, પૃ. ૭૩૦

૩૩. ભાવ. ફારસી-અરબી લેખો, પૃ. ૪. ફારસી લિપિના આ

મળ્યો છે. આ લેખમાં 'મહમ્મદ તઘલખ'નું રાજ્ય કહ્યું છે, પણ ઈ. સ. ૧૩૨૦માં તો હજી ગ્યાસુદ્દીન તઘલખ હતો, એટલે આ લેખ પણ મોડેથી યાદદાસ્ત ઉપરથી કોતરાવી ગોઠવી દેવામાં આવ્યો છે.] છતાં મસ્જિદો વગેરે થયાં હોવાનું અશકય નથી, અને વલભીપુર (વળા) પાસે લોલિયાણામાં ૨૦મી જિલહજ, હિ. ૭૦૦માં મહમ્મદના પુત્ર કરમલાશાહે મસ્જિદ બંધાવ્યાનો હિ. સ. ૭૨૯ (ઈ. સ. ૧૩૨૯, વિ. સં. ૧૩૮૫) નો લેખ પણ જાણવામાં આવ્યો છે[34] આ પહેલાંનો ઊનામાં મહોમ્મદ આશેરના માનમાં શરાઈ બનાવ્યાનો લેખ મળ્યો છે[35] તેમાં અહીંના હાકેમ ઝફરખાનને 'મુઝફ્ફર' ઇલકાબ અપાયાનું સૂચિત છે. આ ઝફરખાન પણ પાટણનો મોડાનો 'મુઝફ્ફરશાહ' જ હોઈ વર્ષ ખોટું હોઈ લેખ પાછળથી મુકાયો છે.

હિ. સ. ૭૩૨ (ઈ. સ. ૧૩૩૧-૩૨, વિ. સં. ૧૩૮૮) માં બાબા ખલિફ સાલેહ સુલતાની મહમ્મદ નજિરે વેરાવળમાં ખલિફ કુત્બશાહની મસ્જિદ બંધાવી જાણવામાં આવી છે,[36] એની દુઃશકયતા નથી લાગતી.

---

લેખમાં વર્ષની ગરબડ શ્રી. શંભુપ્રસાદ હ. દેસાઈએ પકડી છે (સૌ. પ્રતિ. પૃ ૧૮૫ની પાદટીપ). એઓ આને પણ 'જાલી' લેખ માને છે. હા, શક્ય વર્ષ હિ. ૭૫૦ હોય તો સંભવે, પરંતુ એ વર્ષ લેખમાં કોઈ રીતે પકડી શકાતું નથી.

૩૪ એજન, પૃ. ૫ અને પૃ. ૩

૩૫. જુઓ ઉપર ૩૨ મી પાદટીપ. હિ. સ. ૭૦૦ ના લેખનો ઝફરખાન પણ આ જ છે એ કહેવાની જરૂર નથી. આ લેખમાં સુલતાન ફીરોઝ તઘલખના નામનો નિર્દેશ સ્પષ્ટ છે, તેથી વિશેષ કહેવાનું રહેતું જ નથી. ૩૬. એજન, પૃ. ૬.

રા'. મહીપાલ દે લોકપ્રિય હતો એમ સમઝાય છે, કારણ કે શત્રુંજય પર્વત ઉપર હોવાનું નોંધાયું છે તેવા એક સં. ૧૩૭૧ માઘ સુ. ૧૪ સોમ (તા. ૨૦-૧-૧૩૧૫) ના મૂર્તિ-લેખમાં राणकश्रीमहीपालदेवमूर्त्तिः संघपतिश्रीदेसलेन कारिता श्रीयुगादिदेवचैत्ये એમ સંઘપતિ દેસળે રા' મહીપાલદેવની મૂર્તિ કરાવીને મૂકવાનું જાણવામાં આવ્યું છે.

એક સમસ્યા વિચારવા જેવી છે અને તે એ કે કિંવદતી પ્રમાણે થોડા સમય માટે ઘૂમલીના ભાણ જેઠવાની સત્તા માંગરોળ-પંથક ઉપર હતી, જ્યાં એણે ૧૮૦૦ કન્યાઓનું એક મંડપગૃહ કરાવી કન્યાદાન આપ્યું હતું.[૩૮] માંગરોળની રહેમત મસ્જિદના હિ. સ. ૭૮૪ (ઈ. સ. ૧૩૮૨-૮૩) (વ. સં. ૧૪૩૯) ના અરબી લેખમાં[૩૯] ફીરોઝ તઘલખના શાસનમાં એ મસ્જિદ કાઝી-ઉલ્-કુત્બે બંધાવી હતી તે પછીના બીજા વર્ષે પેલા મંડપગૃહનો ધ્વંસ કરી એ સ્થળે હિ. સ. ૭૮૫ (ઇ. સ. ૧૩૮૩-૮૪, વિ. સં. ૧૪૪૦) માં ઇઝ્-ઉદ્-દીન અમરશાહે મસ્જિદ બંધાવી હતી;[૪૦] આ લેખ એ મસ્જિદની ઉગમણી બાજુએ આવેલી વહોરાની મસ્જિદમાં સચવાયેલો છે. ઘૂમલીમાં 'ભાણ' નામના એકથી વધુ રાણા થયા છે. એક ભાણજી ઈ. સ. ૧૧૭૨ (વિ. સં. ૧૨૨૮) માં બીજો ઈ. સ. ૧૩૦૭ (વિ. સં. ૧૩૬૩) માં, ૩ જો ઈ. સ. ૧૪૬૧

૩૭. Inscri. of Kathi. : લેખ ૨૪, પૃ. ૭૩૦

૩૮. બૉમ્બે ગેઝે, : કાઠિ. : પૃ. ૫૪૨

૩૯. ભાવ. ફારસી-અરબી લેખો: પૃ. ૧૦

૪૦. એજન, પૃ. ૧૧. ઈઝ્-ઉદ્-દીન સાથે સૈયદ સિકંદર બિન મસઉદ હતા, જેને પછી માંગરોળનો વહીવટ સોંપવામાં આવેલો. પોતે વિરક્ત પ્રકૃતિના હોઈ મકતુપુરની જાગીર સ્વીકારી અને એને

(વિ. સં. ૧૫૧૭) મા વગેરે.૪૧ આમાંના પહેલા બે 'ભાણજી'-માંથી કોણે મંડપગૃહ બંધાવ્યું હશે એ નિશ્ચયાત્મક કહેવું જો કે મુશ્કેલ છે, છતાં ઈ. સ. ૧૧૭૨ (સં. ૧૨૨૮) માં તો ગોહોલ મૂલુકની સત્તા સ્પષ્ટ રીતે હતી જ,૪૨ અને ઈ. સ. ૧૨૨૯ (વિ. સં. ૧૨૮૫) સુધી એ સત્તા લંબાયેલી હતી જ અને મૂલુકનો પુત્ર 'રાણક' માંગરોળનો સત્તાધારી હતો;૪૩ તેથી બીજો ભાણજી હોઈ શકે. બીજા ભાણ જેઠવાનો સમય ઈ. સ. ૧૩૦૭ થી ૧૩૬૦ (વિ. સં. ૧૩૬૩ થી ૧૪૧૬) સુધીનો છે. આ ભાણ જેઠવાને જાડેજા બામણિયોજીએ ઈ. સ. ૧૩૧૩ (વિ. સં. ૧૩૬૯)માં હરાવ્યો હતો અને ઘૂમલી છોડીને ભાણે રાણપુરમાં રાજધાની ખસેડી હતી૪૪ ઈ. સ. ૧૩૦૧ (વિ. સં. ૧૩૫૭) માં મલિક શેખ-બિન તાજે માંગરોળના કિલ્લાની દીવાલ બનાવડાવી૪૫ એની અસિદ્ધતા ઉપર બતાવી છે. જૂનાગઢના રાજવી પાસેથી ભાણે કબજો મેળવ્યો હોય,

---

બદલે માંગરોળનો વહીવટ મલિક ગોહર કરતો હતો. આ માહિતી શ્રી. એ. આર ખુશ્તર સાહેબ પાસેથી મળી છે. સૈયદ સિકંદર સાથે શેખ રાજવંશનો પૂર્વ પુરુષ જલાલુદ્દીન શેખ આવી વસ્યો અને 'કાઝી' પદે નિયુક્ત થયો.

૪૧. His. of Kathi. : પૃ. ૨૮૧-૮૨

૪૨. જુઓ આ પૂર્વે ખંડ ૧ લાની પાદટીપ ૪ થી વગેરે.

૪૩. જુઓ ખંડ ૧ લાની આ પહેલાંની પાદટીપ ૧૨મી, અને રણછોડજી શાકે ૧૨૬૪ (ઈ. સ. ૧૩૪૨, વિ. સં. ૧૩૯૮) માં 'ચોરી'નું મકાન આણે બંધાવ્યાનું નોંધે છે. Tarikhi Sorath, પૃ. ૫૨. બેશક, આને ચોક્કસ કરતું બીજું કોઈ પ્રમાણ નથી.

૪૪. His. of Kathi. : પૃ. ૨૮૧

૪૫. ભાવ. ફારસી-અરબી લેખો, પૃ. ૨

પછી એના ઈ. સ. ૧૩૦૭-૧૩૬૦ ના રાજ્યકાળ દરમ્યાન માંગરોળમાં પાછળથી મુસ્લિમ સત્તા આવી હોય. સંભવ એ છે કે એ વખતનો તઘલખોનો પ્રતિનિધિ કોઇ તઘી સૌરાષ્ટ્રમાં દિલ્હીની સત્તાની આણ માનતો નહોતો તેથી ઈ. સ. ૧૩૪૯ (વિ સં. ૧૪૦૫) માં મહમ્મદ તઘલખ સૌરાષ્ટ્ર ઉપર ચડી આવ્યો તે વખતે તઘી સિંધમાં નાસી ગયો; મહમ્મદે રા' ખેંગારને તાબે કર્યો અને ઈ સ. ૧૩૫૦ (વિ. સં. ૧૪૦૬) નું ચોમાસું ગોંડળમાં પસાર કર્યું. એ પોતાની આણ મનાવી ચાલ્યો ગયો.[૪૬] માંગરોળના કિલ્લેબંદ નગરના મધ્યભાગમાં જ્યાં રાવળી મસ્જિદ અને રાવળી વાવ આવેલી છે તે મકાનમાં સૂર્યમંદિર હતું એવી કિંવદંતી છે.[૪૭] એને જ હિ. સ. ૭૮૮ (ઈ. સ. ૧૩૮૬, વિ. સં ૧૪૪૨) માં[૪૮] મસ્જિદના રૂપમાં પલટાવવામાં આવ્યાનું એમાંની "હિસામના પુત્ર મલેક અબ્દુલ મલેક..." ની દરગાહથી માનવું સરળ બને છે. આ પહેલાંની માંગરોળમાંની ૩ જી મસ્જિદ હિ. સ. ૭૮૭ (ઈ. સ. ૧૩૮૫, વિ. સં. ૧૪૪૧)ની આજના અમરવિલાસની પશ્ચિમ બાજુ ધોબીવાડાને નાકે આવેલી ફીરોઝ તઘલખના સમયમાં સૈયદ મહોમ્મદ ખાજેહ્ ફરિદુદ્દીન કલાને બંધાવી હતી,[૪૯] જે શેખ નાસિર-ઉદ્-દીન મહોમ્મદ કલાઇ ચિસ્તિયાનનો સગો થતો હતો. ફીરોઝ તઘલખે ગુજરાતના સૂબાનશીન તરીકે ઝફરખાન ગુજરાતીની નિમણૂક ઈ. સ. ૧૩૭૧ (વિ. સં. ૧૪૨૭) માં કરી હતી[૫૦]

---

૪૬. His. of Guj. Vol. I, પૃ. ૩૯

૪૭. સૌરા. ઇતિ. માં 'રાવળના મંદિરમાંથી બનાવી' એટલો જ નિર્દેશ છે. પૃ. ૧૯૨

૪૮. ભાવના ફારસી-અરબી લેખો, પૃ. ૧૪

૪૯ એજન. પૃ. ૧૨-૧૩

અને ઈ. સ. ૧૩૭૫ (વિ. સં. ૧૪૩૧)માં ઈઝ્-ઉદ્-દીન અને સૈયદ સિંકદર નીચે સૌરાષ્ટ્રમાં દક્ષિણ પ્રદેશનો કબજો લેવા લશ્કર મોકલ્યું હતું.

હકીકતે ઈ.સ. ૧૩૧૫ માં ખેંગાર ગાદીએ આવ્યો અને એણે ભારે શૌર્ય બતાવી મુસ્લિમ શાસકોને હાંકી કાઢ્યા. ઈ. સ. ૧૩૫૧ માં ખેંગાર મર્યા પછી રા' જયસિંહ ગાદીએ આવ્યો

એના પછી ઈ.સ. ૧૩૬૯માં રા' મહીપાલ આવ્યો અને ઈ.સ. ૧૩૭૦માં એણે વંથળીનો કબજો લીધો. ઈ.સ. ૧૩૭૩માં એના મરણ પછી રા' મુક્તસિંહે-મોકલસિંહે રાજગાદી ઉપર આવી ૨૪ વર્ષ રાજ્ય કર્યું.[૫૨] આની પાસેથી કે એના કોઈ પ્રતિનિધિ-કોઈ કુમારપાળ ગોહીલ પાસેથી ઈ.સ. ૧૩૭૫માં ઇઝ્-ઉદ્-દીને માંગરોળનો કબજો લીધો.[૫૩] આ વિજય પાછળથી સૈયદ સિકંદરને શિરે ગણાયો. માંગરોળની ખડી મેડીવાળા તિરમિઝી સૈયદો આ સૈયદ સિકંદરના સીધા વંશજો છે અને 'પીર' તરીકે મુસ્લિમ પ્રજામાં આદરભરેલો દરજ્જો ભોગવે છે. શ્રી. શંભુપ્રસાદ દેસાઈના જણાવ્યા પ્રમાણે હિ.સ. ૭૭૦ (ઈ. સ. ૧૩૬૮)માં માંગરોળમાં રાજા કુમારપાળ રાજ્ય કરતો હતો. આ કુમારપાળ ગોહીલ હતો અને એનું યુદ્ધમાં મૃત્યુ થયા પછી ઇઝ્-ઉદ્-દીને માંગરોળનો કબજો લઈ નાયબ સેનાપતિ સૈયદ સિકંદરને માંગરોળ

---

૫૦. His. of Kathi. : પૃ. ૨૬૯

૫૧. His of Guj., Vol. I, પૃ. ૭૨. જુઓ આ પહેલાંની ૪૦ અંકવાળી પાદટીપ પણ

૫૨. Inscrip. of Kathi., પ્રસ્તા., પૃ. ૫૦૯

૫૩. His. of Guj , Vol. I, પૃ ૭૨-૭૩. રણછોડજીના જણાવ્યા પ્રમાણે સુલતાન ફીરોઝના નાયબ સૂબેદાર શમ્સખાને એ

ઈનામમાં આપી દીધું.[૫૪] આ યુદ્ધમાં શમ્સખાન મરાઈ ગયો. એની કબર એના ગુરુ મખદુમ જહાંનિયાના બંદર નજીક આવેલા મકરબામાં છે. થોડો સમય જૂનાગઢના રા' અને પછી કેટલોક સમય ભાણ જેઠવાની, એના સમયમાં જ ઈ.સ.૧૩૫૦ માં મહમ્મદ તઘલખનો કબજો, અને વળી પાછો આ 'કુમારપાળ' નો કબજો ! શ્રી. શંભુપ્રસાદ દેસાઈએ 'કુમારપાળ' ગોહીલ હતો કે જેઠવો એની ચર્ચા કરી 'ગોહીલ' હોવાની શકયતા કહી છે. એમણે કામનાથ (? ચોરવાડના નાગનાથ) મહાદેવના સં.૧૪૫૦ (ઈ.સ. ૧૩૯૪) ના એક લેખનો ઉલ્લેખ કર્યો છે; જેમાં કોઈ ગોહીલ રણેશ્વર(? ગુહિલોત્તમનો પ્રપૌત્ર પાથાક) શિવરાજ સામે લડતાં સં. ૧૪૫૦ના ભાદરવા સુદિ ૯ ને શુક્રવારે ચોરવાડ ગામે મરાયાની હકીકત નોંધી છે. શ્રી. દેસાઈ અહીં 'ગુહિલોત્તમ'થી 'ગુહિલ' કહેવા માગે છે. આ બરોબર નથી. એ તો પાથાકના પર દાદાનું નામ છે; જેમકે वंशे चूडासमानां च नाम्ना [च] 'गुहिलोत्तमे' । धर्मकार्ये सदा युद्धे सत्यार्थे नाम संसदि ॥ तस्य पुत्रो रणे शूर(रो)

સ્થળે મસ્જિદ કરાવી અને સિકંદરખાનને થાણદાર તરીકે મૂક્યો. સં. ૧૩૫૦ (ઈ. સ. ૧૨૯૩)માં, રણછોડજી કહે છે કે, માંગરોળમાં મખ્દુમ જહાનિયા અને બીજા સંતોનો દફનવિધિ કરવામાં આવેલો, વગેરે; Tarikhi Sorath, પૃ. ૫૨

૫૪. સૌ. ઇતિ., પૃ. ૧૮૮-૮૯; આમાંનો લેખ : Inscri. of Kathi., પૃ. ૪૨. માંગરોળથી ઊના સુધીમાં 'ગોહીલ' શાખના કારડિયા રજપૂતો પથરાયેલા છે, તેઓમાંના મૂલક ગોહીલ વગેરે હોય એ ઓછું સંભવિત નથી. તો એવો એક કુમારપાળ ગોહીલ હોઈ શકે અને પોતાની શક્તિથી જૂનાગઢના રા' નીચે માંગરોળનો શાસક બની રહ્યો હોય.

नाम्ना 'सूरो' महीमतिः । तस्मात् [......] नामाभूत् गुणैः ख्यातश्च भूपतेः २। तस्य सूनुर्महातेजाः पाथाको रणकोविदः વગેરે. ( Inscrip. of Kathi., લેખ પર મો, પૃ. ૪૧ ). આમ એ લેખ પુરાવારૂપે કામ નહિ આવે.

શ્રી. શંભુભાઈ કહે છે કે ઈ.સ.૧૩૭૫માં માંગરોળમાં કુમારપાળ મરાયા પછી એના વંશજો ત્યાંથી કોડીનાર પાસે ગયા ને ત્યાં ગામ વસાવી રહ્યા; આ ગામ તે હાલનું 'ગોહીલની ખાણુ' આ કથન વિશે કશો વાંધો નથી. આ કુમારપાળ માંગરોળનો સર્વસત્તાધારી હતો કે જૂનાગઢના રા'નો પ્રતિનિધિ હતો ? ભાણુ જેઠવાનું શાસન તો ઈ.સ. ૧૩૫૦માં જ મહમ્મદ તઘલખના હાથે ખતમ થયું અને મુસ્લિમ સત્તામાં ગયું; પછી એનો કબજો મેળવવાની શક્તિ જૂનાગઢના રા'-ની જ સ્વીકારવી પડે, બહારથી આવેલ કોઈ એકદમ બથાવી પાડે એ શકય નથી; એટલે 'કુમારપાળ' જૂનાગઢના રા'નો પ્રતિનિધિ હોય એ જ વધુ સંભવિત છે. બને કે એ માંગરોળના જૂના ગોહીલ કુટુંબનો અવશેષ હોય. આ જે કાંઈ હિંદુ તત્ત્વ હતું તે ઈ. સ. ૧૩૭૫માં ખતમ થઈ ગયું અને માંગરોળ ત્યારથી તિરમિઝી સૈયદોના કબજામાં સ્થિર થતું ચાલ્યું.

અહીં આ તબક્કો પૂરો કરતાં પહેલાં બેએક વાત ચર્ચી લેવા જેવી છે: એક તો પ્રભાસપાટણમાં દેહાંત પામેલા હાજી મંગરોલીશાહ પીરની અને બીજી પ્રભાસપાટણમાં વાજા રાજાઓના શાસનની. નામ ઉપરથી સ્પષ્ટ છે કે એ પીર માંગરોળના જ કોઈ સૈયદ હતા; એમનું નામ તો હસન હતું. આ સંત પુરુષનો દેહાંત હિ.સ. ૬૯૯ (ઈ.સ. ૧૩૦૧, વિ.સં. ૧૩૫૭)ના રબી-ઉલ્-આખિરની ૧ લી

તારીખે થયો હતો.[૫૫] એમની દરગાહ હાજી મહમૂદ મક્કીએ કરાવી, જે પાછળથી હિ.સ.૧૦૦૩ (ઈ.સ. ૧૫૯૪, વિ.સં. ૧૬૫૦)માં મોહરમની ૧૨મી તારીખે અબ્દુલ્લાખાન બિન અલીખાન બાબરે સમરાવી. એ પીર મુહમ્મદ અલી અલ્-ઈરાકીના પુત્ર હતા. માંગરોળથી મંગરોલીશાહ શા ઉદ્દેશે પ્રભાસ આવ્યા એ વિશે કશું જાણવામાં આવ્યું નથી. એઓ કુદરતી મૃત્યુ પામ્યા હોય એવું ત્યાંના હિ.સ. ૬૯૯ ના અરબી લેખથી સમજાય છે. સંભવ છે કે અલ્લાઉદ્દીનના મૃત્યુ પછી દિલ્હીની સત્તા નબળી પડતાં માંગરોળમાં એમને હિંદુ શાસન નીચે તકલીફ પડી હોય અને પ્રભાસ પાટણમાં વધુ સુરક્ષિતતા સમજી ચાલ્યા આવ્યા હોય. અહીં એ પણ સૂચવવું ઠીક થઈ પડશે કે આ મંગરોલીશાહ પીરના સ્વપ્નથી અને એમની પ્રેરણાથી મહમ્મદ ગઝનવીએ સોમનાથનો ભંગ કર્યો વગેરે 'કિસ્સે મંગરોલીશાહ'ની વિગત છે અને એને આધારે પ્રો. અબુઝફર નદવી તેમજ બીજા ઇતિહાસ-વિદોએ વિસ્તાર આપ્યા છે તેને હવે કોઈ બળ નથી.

બીજી વાત પ્રભાસના વાજા રાજાઓની. ઉત્કીર્ણ લેખો ઉપરથી મળતી માહિતી પ્રમાણે સં. ૧૪૩૨ ના ફા. વ. ૧ શુક્ર (તા. ૯-૩-૧૩૭૬)ના 'ગધેડે-ગાળ'વાળા સોમનાથ પાટણના પાળિયામાં,[૫૬] સં. ૧૪૩૭ આષાઢ વ. ૬ શનિ

---

૫૫. પ્રભાસ અને સોમનાથ, પૃ. ૫૧૮

૫૬. Incrip. of Kathi. : લેખ ૩૫, પૃ. ૭૩૮–૩૯; લેખ ૩૯, પૃ. ૨૬–૨૭; લેખ ૪૪, પૃ. ૩૨–૩૩; લેખ ૪૫, પૃ. ૩૪; લેખ ૫૦, પૃ. ૪૦; લેખ ૬૦, પૃ. ૫૯૭; લેખ ૬૨, પૃ. ૫૯૮; વહોરો ફરીદ મરાયો તે લેખ વાંચવાની ભૂલથી બ્રહ્મદાસ મરાઈ ગયાનું શ્રી. શંભુપ્રસાદ દેસાઈ લખે છે, સૌ. ઇતિ. માં, એ સ્પષ્ટ ભૂલ છે. જુઓ એમનું વિધાન–પ્રભાસ અને સોમનાથ, પૃ. ૨૬૮, 'રામદેવ'ના નિર્દેશવાળો લેખ નં. ૭૨, પૃ. ૬૦૬.

(તા. ૨૩-૬-૧૩૮૦)ના ધામળેજના વિષ્ણુગયા કુંડ ઉપરના લેખમાં, અને સં. ૧૪૪૨ આષાઢ વદિ ૯ શનિ (તા. ૧-૭-૧૩૮૫)ના સોમનાથ પાટણના નાના ઝાંપાના લેખમાં (ધર્મ છે તે મર્મ જોઇયે, એ રાઠોડ હતો-અને વાજાઓ રાઠોડોની જ શાખા છે તેથી) વાજા રાજા મેઘરાજસુત ભર્મનો; સં. ૧૪૪૩ (ઈ. સ. ૧૩૮૬)ના ઊના નજીક ફૂલકા ગામના પાળિયામાં, સં.૧૪૪૮ કા. વ. અમાસ રવિવાર (તા. ૨૬-૧૧-૧૩૯૧)ના એ જ ફૂલકાના પાળિયામાં, અને સં. ૧૪૫૭ વૈ. વ. ૫ સોમવાર (તા. ૨-૫-૧૪૦૧)ના સૂત્રાપાડા નજીક ભૂવાટીંબીના ભૂવડા તળાવના લેખમાં રાજા શિવગણનો; સં. ૧૪૬૨ શ્રા. સુ. ૮ શુક્ર (તા. ૨૩-૭-૧૪૦૬)ના સોમનાથ પાટણના લેખમાં શિગનાથ (? શિવગણ)ના પુત્ર વાજા રાજા બ્રહ્મદાસનો, જેના પક્ષમાં રહીને તુરુષ્કો (તુર્કો) સામે લડતાં વહોરો ફરીદ મરાયાનો નિર્દેશ છે; સં. ૧૪૯૯ (ઈ.સ.૧૪૪૨-૪૩)ના સૂત્રાપાડા નજીકના લોઢવાના એક પાળિયામાં વાજા રામદેવનો ઉલ્લેખ છે. આમ ઈ. સ. ૧૩૭૬ થી ૧૪૪૩ સુધીનાં ૬૭ વર્ષ માટે આ ચાર રાજાઓ જોવા મળે છે. આમાંના શિવગણનો ઉલ્લેખ બીજા બે ઉત્કીર્ણ લેખોમાં પણ મળી આવ્યો છે. મૂળ ખોરાસામાંનો અને હાલ ચોરવાડના નાગનાથ મહાદેવમાં પડેલો સં. ૧૪૪૫ ફા. સુ. ૫ સોમ (તા. ૧-૨-૧૩૮૯)નો એક મહત્ત્વનો લેખ છે,[૫૭] જેમાં મકવાણા વંશના મલ્લને શિવદાસ (શિવગણ) તરફથી ગીર ખોરાસાનો વહીવટ સોંપવાનો નિર્દેશ છે. આમાં મકવાણા વંશ અને વાઘેલા વંશના રાજપૂતો સૌરાષ્ટ્રમાં આવ્યા અને સોરઠમાં પંચાળા કાલેજ વગેરેની જાગીરો

૫૭. એજન, લેખ ૪૭, પૃ. ૩૪-૩૭

મેળવી તથા વીર નામના વાઘેલાએ મુસલમાનોના (મહમ્મદ તઘલખના) આક્રમણ સમયે રા' ખેંગારને પોતાના ભાઈના ખભા ઉપર બેસડાવી સુરક્ષિત સ્થાને મોકલી પછી લડતાં વીરગતિ પામ્યાનો ઉલ્લેખ થયેલો છે. બીજો લેખ[૫૮] પણ ચોરવાડના નાગનાથ મંદિરમાં પડેલા પાળિયાનો છે, જેમાં સં. ૧૪૫૦ ભાદ્ર. સુ. ૯ શુક્ર (તા. ૧૫-૮-૧૩૯૩)ના દિવસે ચૂડાસમા વંશનો ગુહિલોત્તમ નામના માનવીનો પ્રપૌત્ર પાથાક નામનો યોદ્ધો શિવરાજ(શિવગણ)નું સૈન્ય ચોરવાડ ઉપર ચડી આવ્યું ત્યારે પોતાના ૩૬ સાથીઓ સાથે ચોરવાડનો બચાવ કરતાં ખપી ગયાનું કહ્યું છે.

ઉપર વાજાઓનું રાજ્ય ૬૭ વર્ષ સુધીનું પ્રાપ્ત થાય છે, પરંતુ સં. ૧૩૫૭ (ઈ. સ. ૧૩૦૧)નો સૂત્રાપાડાના સૂર્યમંદિરનો એક નાનો ઉત્કીર્ણ લેખ છે,[૫૯] જેમાં ઠ૦ वयजलदेव बुटाके કોઈ મૂર્તિ કરાવ્યાનું નોંધાયું છે. આ વયજલદેવ વાજા રાજા હોવાનો મત છે. આમ સ્વીકારતાં ઈ. સ. ૧૩૦૧ થી ૧૪૪૩ સુધીનાં ૧૪૩ વર્ષ પાટણ ઉપર વાજાઓનું વર્ચસ સમઝી શકાય એમ છે. આ બધો સમય એ સ્વતંત્ર રાજાઓ તરીકે હતા કે મુસ્લિમ સત્તાના ખંડિયા હતા ? ઈ. સ. ૧૨૯૯માં[૬૦] સોમનાથ પાસે બચાવમાં લડતાં બે વાજા સૈનિકો મરાયા છે તે અલ્લાઉદ્દીનના સાળા અલપખાનની ચડાઇને સમયે. એ પછી તો આ પંથકમાં થોડા જ સમય માટે સાર્વભૌમ સત્તા મુસ્લિમોની છે; એટલે શક્ય તો એ છે કે મુસ્લિમોના ખંડિયા તરીકે વાજાઓ પ્રભાસપાટણનો

૫૮. એજન, લેખ ૫૨, પૃ. ૪૧

૫૯. એજન, લેખ ૨૩, પૃ. ૭૨૯

૬૦. એજન, લેખ ૧૭, પૃ. ૬૯૫

વહીવટ શરૂમાં કરતા. જૂનાગઢના રા' પણ લગભગ એવી જ સ્થિતિમાં હતા. મુસ્લિમ હાકેમોનું પણ સાથેસાથ પાટણમાં અસ્તિત્વ રહ્યું હતું; પણ એટલું ખરું કે અલ્લાઉદ્દીન ગુજરી ગયા પછીની ઢીલી સ્થિતિમાં પાટણમાં વાઘેલા અને જૂનાગઢ-માંગરોળમાં રા' સ્વતંત્ર જેવા થોડા સમય માટે હતા. આમાંથી માંગરોળ ઉપર મુસ્લિમ શાસન ઈ. સ ૧૩૩૨-૮૩ (રહેમત મસ્જિદ કાઝી-ઉલ્-કુત્બે બંધાવી ત્યારથી તો ચોક્કસ) સ્થપાઈ જ ગયેલું જાણવામાં આવે છે.[૬૧]

૬૧. ભાવ. ફારસી-અરબી લેખો, પૃ ૧૦

આ પૂર્વે બતાવ્યા મુજબ, ઈ. સ. ૧૩૭૫ (સં. ૧૪૩૧) માં ફીરોઝ તઘલખના સમયમાં ઈઝ્-ઉદ્-દીન, અને ઉચ્છના મખ્દુમ-ઇ-જહાનિયાંના શિષ્ય સૈયદ સિકંદર નીચે દક્ષિણ સૌરાષ્ટ્રનો કબજો મેળવવા સેના મોકલવામાં આવી હતી. આ ઈઝ્-ઉદ્-દીને માંગરોળ ઉપર હલ્લો કરી જૂનાગઢ-વંથળીના રા' મુક્તિસિંહ-મોકલસિંહની સત્તા નીચેથી માંગરોળ ઝૂંટવી લીધું.[1] અને આપણે જોઈ શકિયે છિયે કે ઈ. સ. ૧૩૮૨-૮૩ (હિ. સ. ૭૮૪) માં રહેમતની મસ્જિદ,[2] ઈ. સ. ૧૩૮૩-૮૪ (હિ. સ. ૭૮૫) માં એ જ ઈઝ્-ઉદ્-દીનને હાથે ભાંગી જેઠવાના મંડપગૃહને સ્થાને જુમા મસ્જિદ,[3] ઈ. સ. ૧૩૮૫ (હિ. સ. ૭૮૭) માં અસરવિલાસ

૧. His. of Guj., Vol. I, પૃ. ૭૩. 'તારીખે-સોરઠ'માં એક વાત નોંધવામાં આવી છે કે કોઈ એક પ્રસંગે બુખારી સૈયદોએ લગ્નની જાનના સ્વરૂપમાં માંગરોળના કિલ્લામાં પ્રવેશ કરી માંગરોળનો કબજો લીધો હતો તે વખતે ત્યાંના હિંદુ શાસકની ૧૪ રાણીઓએ 'શિકોતરી' માતાના સ્થાનમાં જૌહર કર્યું હતું; પૃ. ૫૭.

આ પ્રસંગ ક્યારે બન્યો એ કહેવું મુશ્કેલ છે, છતાં આ વખતે પણ બનવાની ઓછી સંભાવના નથી. બુખારી સૈયદો તિરમિઝી સૈયદો સાથે આવ્યા હોવાની ઓછી શક્યતા નથી.

૨. ભાવ. ફારસી-અરબી લેખો, પૃ. ૧૦

૩. એજન, પૃ. ૧૧, (બૉમ્બે ગેઝે.: કાઠિ.: પૃ. ૫૪૨ વગેરેમાં ઇઝ-ઉદ્-દીનને આ માટે પ્રેરણા સમસુદ્દીન અન્વરખાન(સૌરાષ્ટ્રના નાયબ હાકેમ)ની કહે છે.

રાજ્ય કરતો હતો. આ રા'એ એ પહેલાં જ મુસ્લિમ સત્તા સ્વીકારી હતી અને જૂનાગઢમાં દિલ્હીના પ્રતિનિધિને રહેવાની સગવડ આપી રાજધાની વંથળીમાં રાખી હતી, એટલું જ નહિ, જેઠવા ઉપર ચડાઈ કરી મુસ્લિમ સત્તાના લાભમાં કચ્છના રા' અને જેઠવા રાણા ઉપર ઘૂમલીમાં વિજય પણ પ્રાપ્ત કરી જેઠવા અને કચ્છ પાસે દિલ્હીની આણ કબૂલ કરાવી હતી.[૮] જે કાંઈ વિસંવાદ થયો હશે તેને માટે ઝફરખાન ચડી આવ્યો અને રા'એ સમાધાન કરી લીધું. એક નોંધપાત્ર વસ્તુ છે કે ઘોઘામાં હિ. ૭૭૭ (ઈ. સ. ૧૩૭૫-૭૬, વિ. સં. ૧૪૩૨) માં ઝફરખાનના વખતમાં કમાલ હમિદે મસ્જિદ બંધાવી હતી,[૯] એ ઉપરથી માનવા કારણ મળે કે ફોઝદાર જેવા નાના હોદ્દા ઉપર ઝફરખાન દક્ષિણ સૌરાષ્ટ્રમાં હોય, ત્યાર પછી ઈ. સ. ૧૩૯૧ માં સૂબાનું ગૌરવ ભરેલું સ્થાન એણે પ્રાપ્ત કર્યું ત્યારે એ ઉપર મુજબ સત્તા સ્થિર કરવા ચડી આવ્યો. સમાધાન થયા બાદ ત્યાંથી ઝફરખાન પ્રભાસપાટણ તરફ આગળ વધ્યો. ઈ. સ. ૧૩૯૫ (વિ. સં. ૧૪૫૧) માં ફરી શ્રી સોમનાથના મંદિરનો ધ્વંસ કરવામાં આવ્યો[૧૦] ત્યારથી દક્ષિણ સૌરાષ્ટ્ર ઉપર મુસ્લિમ સત્તાની પકડ પ્રબળ બની રહી. એ ખરું કે પ્રભાસપાટણમાં હજી વાજા રાજાઓ ખંડિયા થઈ થોડો ઝાઝો અમલ કરતા હતા. આ વખતે ત્યાં વાજા રાજા બ્રહ્મદાસનું શાસન હતું. ઉપર એક સ્થળે સૂચવ્યા પ્રમાણે

૮. His. of Kathi. : પૃ. ૭૪

૯. ભાવ. ફારસી-અરબી લેખો, પૃ. ૭

૧૦. His. of Guj., Vol I, પ્રસ્તા. પૃ. ૭૪ આ વર્ષમાં આ પંથકનાં મોટા ભાગનાં મંદિરોનો એણે ધ્વંસ કર્યો હતો.

એક નાની ધાંધલ ઈ. સ. ૧૪૦૬ (વિ. સં. ૧૪૬૨) માં જોવામાં આવે છે, જેમાં બ્રહ્મદાસને પક્ષે तुरुष्क (મુસ્લિમો)ની સામે લડતા વહોરો ફરીદ મરાય છે.[૧૧]

આપણે ઉપર જોયું કે ઈ. સ. ૧૩૭૬માં જ સમ્સુદ્દીન દામગાની પછી ફર્હત્-ઉલ્-મુલ્કની નિમણૂક થઈ હતી, જ્યારે ઉપર બતાવ્યા પ્રમાણે ઝફરખાન કોઈ સામાન્ય હોદ્દા ઉપર સૌરાષ્ટ્રમાં હતો; એ પાંચ વર્ષ બાદ ગુજરાતના સરસૂબા તરીકે આવ્યો અને દક્ષિણ સૌરાષ્ટ્રમાં મુસ્લિમ પકડ મજબૂત કરી ત્યારે માંગરોળ થોડા પરિવર્તનમાંથી પસાર થાય છે. માંગરોળ નજીક આવેલા ગોરેજ ગામના[૧૨] એક પાળિયામાં સં. ૧૪૫૦ ભાદ્ર. વ. ૨ સોમ (તા. ૨૪-૮-૧૩૯૩)ને દિવસે રાજા શ્રીમોકલસિંહ (=મુક્તિસિંહ)ના રાજ્યમાં ગોરેજ ગામમાં 'ગોગ્રહ' થયો ત્યારે પટેલ પૂનાનો પુત્ર પ. ભીમાક મરાઈ ગયાનું મળે છે. માંગરોળમાંથી એક બીજો પાળિયો રાજમહેલના દરવાજે જાણવામાં આવ્યો છે તેમાં વર્ષ તૂટી ગયું છે, ત્યાં વૈ. વ. ૧૦ રવિવારે મંગલપુરમાં महाराजकुल-श्रीभीमसुत महाराणा श्रीमेजिगपादानां विजयराज्ये ઠ૦ વેગડની સત્તા હતી ત્યારે કોઈ યોદ્ધો મરાયાનું મળે છે. આ રા' મેજિગ કે મેલિગ હોય તો એ રા' મુક્તિસિંહ મોકલસિંહનો બીજો પુત્ર મેજિગ હતો અને વિ. સં. ૧૪૫૬-ઈ.સ. ૧૪૦૦માં ગાદીએ આવ્યો હતો;[૧૩] પણ અહીં તો પિતાનું નામ મહારાવલ 'ભીમ'

૧૧. જુઓ આ પૂર્વે ખંડ ૧ લાની પાદટીપ ૫૬ મી.

૧૨. નીચેના ત્રણે ઉત્કીર્ણ લેખો માટે જુઓ Inscrip. of Kathi. : લેખ ૫૩, પૃ. ૫૯૧; લેખ ૫૪, પૃ. ૫૯૨; લેખ ૫૫, પૃ. ૫૯૨-૯૩.

૧૩. જુઓ એજન, પ્રસ્તા. પૃ. ૫૭૮.

છે. નોંધપાત્ર એ છે કે વાજા રાજા ભર્મનો એક ભીમ યાદવ સસરો હતો, અને એ સંભવતઃ કચ્છનો રાવ હતો; એનો પુત્ર હોઈ શકે.[૧૪] થોડા જ સમય માટે એ વાજાઓ તરફથી માંગરોળનો શાસક બન્યો. હોય. ઈ. સ. ૧૩૯૫ (વિ. સં. ૧૪૫૧)માં ઝફરખાન દક્ષિણ સૌરાષ્ટ્રમાં એકદમ ચડી આવે છે અને સત્તાઓને ઉખેડી નાખી માંગરોળથી લઈ ઊના સુધીનાં સમુદ્રકાંઠાનાં અનેક મંદિરોનો ધ્વંસ કરી મુસ્લિમપકડ મજબૂત બનાવી લે છે.[૧૫] (પછીથી ઈ. સ. ૧૪૦૨-વિ. સં. ૧૪૫૮માં પણ એણે દીવ સુધી જઈ ત્યાંના મંદિરોનો ધ્વંસ કર્યો હતો.) પછી તો સં. ૧૪૫૨ (ઇ. સ. ૧૩૯૬-હિ. સ. ૭૯૯)માં જ્યારે યોગિનીપુર=દિલ્હીમાં પાદશાહ 'નસરથતિજ'નું રાજ્ય હતું અને એણે નીમેલો એ દફરખાન (=ઝફરખાન) ગુર્જર ધરિત્રી (ગુજરાત) ઉપર રાજ્ય કરતો હતો, 'સુરાષ્ટ્રા'માં 'મંગલપુર'માં મલિક યાકૂબ સત્તા ઉપર હતો અને એનો ભાઈ માલિક મુસા કોટવાળી હતો, ત્યારે મૂસાએ માંગરોળના (માંઘલાકોટના) (પૂર્વ અને પશ્ચિમના) બેઉ દરવાજે લોખંડનાં જડેલાં બારણાં કરાવ્યાં હતાં.[૧૬] ગાદીના દરવાજા તરીકે જાણીતા -બજારચોકમાં પાંચ બત્તીની પૂર્વે ગામમાં પ્રવેશવાના કાપડ-બજાર અને શેઠ ફળિયાના સંગમ ઉપરના દરવાજા ઉપરના

૧૪. એજન, લેખ ૪૪, પૃ. ૩૨

૧૫. His. of Guj., Vol. I, પ્રસ્તા. પૃ. ૭૪

૧૬. Inscrip. of Kathi. : લેખ ૫૫, પૃ. ૫૯૨-૯૩. આ લેખ અત્યારે જૂનાગઢ મ્યુઝિયમમાં છે. કોટની દીવાલ બંધાવવાની અનુમતિ મૂસાને હિ. સ ૭૯૭ના રજમની ૧૪ મી તારીખે શહેરકાઝી અને મલિક ઝાહીર તરફથી મળી હતી; જુઓ ભાવ. ફારસી-અરબી લેખો, પૃ. ૧૬-૧૮.

આ લેખની ઉપર જ ફારસીમાં કોતરાયેલા લેખ હિ. સ. ૮૦૫ (ઈ. સ. ૧૪૦૨-૩, વિ. સં. ૧૪૫૯)માં ઉપર પ્રમાણેના સૂચનને અંતે મલિક મૂસાએ (સંભવતઃ બહારના ગડગડિયા ટોડા પથ્થરોના) કોટની દીવાલ બંધાવ્યાનું કહ્યું છે. આ જ સ્થળે આવેલા હિ. સ. ૮૦૫ (ઈ. સ. ૧૪૦૨-૩, વિ. સં. ૧૪૫૯)ના એક બીજા ફારસી લેખમાં સોરઠના હાકેમ મલેક-શાહબદ્ર યાતિમ્-ઉલ્-લાહના હુકમથી હિંદુઓ અને આહીરોનાં લગ્નો ઉપર માંગરોળના કોટવાળોને, માંગરોળની ઉન્નતિમાં બાધ ન આવે એ માટે, કર લેવાની મનાઈ ફરમાવવામાં આવી છે.[૧૭]

ફીરોઝ તઘલખના ઈ.સ. ૧૩૮૮ (વિ.સં. ૧૪૪૪)માં થયેલા મૃત્યુ પછી દિલ્હીના તખત માટે સત્તાની તાણખેંચ થઈ હતી.[૧૮] ઈ સ. ૧૩૯૫ (વિ.સં.૧૪૫૧)માં ફીરોઝના પુત્ર ફતેહખાનના પુત્ર નસિરુદ્દીન મહમૂદની હરીફાઈમાં કેટલાક અફસરોએ ફીરોઝના નાના પુત્ર નસરતશાહને ગાદીએ બેસાડચો હતો. આ નસરતશાહની રાજધાની ફીરોઝાબાદ હતી, જ્યારે નસિરુદ્દીન મહમૂદની રાજધાની દિલ્હી હતી.[૧૮] ઝફરખાન અને એનો પુત્ર તાતારખાન નસરતશાહના પક્ષકાર હોઈને જ વિ સં. ૧૪૫૨-ઈ.સ. ૧૩૯૬ના માંગરોળના ગાદી દરવાજાના લેખમાં નસરતશાહના નામનો નિર્દેશ છે. નસરતશાહ ઈ.સ.૧૩૯૮ (વિ.સં.૧૪૫૪)માં મરણ પામ્યો.[૧૯] આ એ સમય હતો જ્યારે (હિ. સ. ૮૦૦-ઈ.સ. ૧૩૯૭-૯૮, વિ.સં.૧૪૫૪) માં[૨૦] તૈમૂર ભારતવર્ષ ઉપર ચડી આવ્યો

૧૭ ઉપરના ફારસી અને આ ફારસી લેખ માટે જુઓ : ભાવ. ફારસી-અરબી લેખો, પૃ. ૧૯.

૧૮. His. of Guj., Vol. I, પૃ ૭૫૧૯. એજન, પૃ. ૭૫

૨૦. એજન, પૃ: ૭૬. આ સમયનો હિ. સ. ૮૦૦ (ઈ. સ.

હતો. દિલ્હીમાં જે વખતે અંધાધૂંધી પ્રવર્તી રહેલી હતી તે વખતે આ ઝફરખાન ગુજરાતનો સાર્વભૌમ અધિકારી હતો. નસરતશાહ મરી જતાં દિલ્હીમાં નસિરુદ્દીન મહમૂદ સર્વાધિકારી તો થયો, પરંતુ એનો પ્રભાવ દૂરના પ્રાંતો સુધી લંબાઈ રહે એવી પરિસ્થિતિ ન રહી. ઝફરખાનના પુત્ર તાતારખાનને પાણીપતના યુદ્ધમાં એના હરીફ મલ્હુખાને[૨૧] લૂંટી લીધો હતો. એમાંથી તાતારખાન નાઠો અને ગુજ-રાતમાં એના પિતા પાસે આવી પહોંચ્યો. દિલ્હીમાંની નિર્બળ રાજસત્તાની પાકી ખાતરી થતાં ઈ.સ. ૧૪૦૩ (વિ સં.૧૪૫૯) માં ઝફરખાને દિલ્હીસાથેનો સંબંધ સદંતર કાપી નાખ્યો[૨૨] અને ઈ.સ. ૧૪૦૮ (વિ–સં.૧૪૬૪)માં "મુઝફ્ફરશાહ" નામ ધારણ કરી અણહિલવાડ પાટણ ખાતે રીતસરનો રાજ્યા-ભિષેક પામી ગુજરાતનો સ્વતંત્ર સુલતાન થયો. ઈ.સ.૧૪૧૧ (વિ. સં. ૧૪૬૭)માં ગુજરાતનો આ સુલતાન મરણ પામ્યો ત્યારે એના પુત્રોમાં પણ કોઈ જીવતો નહોતો એટલે પૌત્ર અહમદે અમદાવાદનું ખાતમુહૂર્ત કરી[૨૩] એને રાજધાની

---

૧૩૯૭–૯૮, વિ. સં. ૧૪૫૪) નો એક લેખ ત્યાં ઉલ્લિખિત થયો છે તેમાં ઝફરખાન ગુજરાતના સાર્વભૌમ અધિકારી તરીકે, સૌરાષ્ટ્રમાં એનો પ્રતિનિધિ મલિક બદ્ર બિન્‌ઝલ, અને માંગરોળમાં અધિકાર–પદે શેખ બિન તાજ હતો. આ શેખે માંગરોળને કિલ્લો કરાવ્યો હતો His. of Guj. Vol. I, પૃ. ૭૬). પ્રો. કોમિસેરિયેટે અહીં ૧૦૦ વર્ષની ભૂલ ખાધી છે. આ વિગત તો હિ. સં. ૭૦૦ ના 'જાલી' લેખની છે. જુઓ આ પહેલાં ખંડ ૧ લાની પાદટીપ ૨૮ મી.

૨૧. His. of Guj., Vol. I, પૃ. ૭૬

૨૨. His. of Kathi., પૃ. ૨૬૯

૨૩. His. of Guj., Vol. I પૃ. ૭૬

બનાવી. જે વર્ષમાં એણે ભદ્રમાંની એની મસ્જિદ ખુલ્લી મૂકી તે ઈ.સ.૧૪૧૪ (વિ.સં.૧૪૭૦)માં એણે જૂનાગઢ ઉપર ચડાઈ કરી અને પોતાની આણ કબૂલાવી એ પ્રભાસપાટણ પહોંચ્યો અને ત્યાં સોમનાથના મંદિરનો ધ્વંસ કર્યો.[૨૪]

વિ. સં. ૧૪૫૬ (ઈ. સ: ૧૪૦૦) માં માંગરોળના દામોદર નામના બ્રાહ્મણે નજીકના કંકાસા ગામની પાણિ-ચારી વાવ બંધાવી ત્યારે એને રક્ષણ કોઈ 'રામદેવ રાજા'નું હતું.[૨૫] એ સમયે તો હજી વાજા રાજા શિવગણ પ્રભાસમાં હતો તેથી એ જેમ પ્રભાસનો કોઈ વાજો નથી, તેમ જૂના-ગઢ-વંથળીનો રા' મુક્તિસિંહ-મોકલસિંહનો પુત્ર માંડલિક (વિ. સં. ૧૪૫૨-ઈ. સ. ૧૩૯૬) કે એનો નાનો ભાઈ મેલિગ (વિ. સં. ૧૪૫૬-ઈ. સ. ૧૪૦૦) પણ નથી, તેથી આ રામ કોઈ સ્થાનિક નાનો ગરાસિયો લાગે છે. વિ. સં. ૧૪૯૯

---

૨૪. His. of Guj., Vol, I, પૃ. ૭૪. રણછોડજી નોંધે છે કે જ્યારે સુલતાન અહમદ ઇસ્લામના પ્રસાર અને જૂનાગઢના પતન માટે જૂનાગઢ આવી પહોંચ્યો ત્યારે રક્ષણ કરવાની અશક્તિને લઈ રા' (ખેંગાર) જયસિંહ અને એનો પ્રધાન હીરા નાગર ઉપર-કોટમાં ચડી ગયા (સં. ૧૪૭૦-ઈ. સ. ૧૪૧૪). અંતે એ બેઉ માર્યા ગયા અને શહેરને લૂંટી લેવામાં આવ્યું. સૈયદ કાસિમ અને સૈયદ અબુલ-ખેરને થાણદાર નીમી હવાલો સોંપ્યો. આ બેઉએ શહેરમાં તેમજ ગામડાંઓમાં મુસ્લિમોને જમીન આપી અને વસાવ્યા. આમાં સિંધી બલુચ મુલતાની જાટ ખોખર મલિક કુરેશી અફઘાન અને ઘોરીઓનો સમાવેશ થાય છે. એ સાથે હિંદુઓ જેવી રીતભાત રાખવા એમને દાઢી મૂંડાવવા, ગોવધ ન કરવા અને મસ્જિદોમાં શિવલિંગ વગેરેનાં ચિત્રો રાખવા હુકમ કર્યો. Tarikhi Sorath, પૃ. ૧૧૫, ૧૧૬

૨૫. Inscrip. of Kathi. : લેખ ૫૮, પૃ. ૫૮૩-૮૬

(ઈ. સ. ૧૪૪૩)ના લોઢવાના પાળિયામાં વાજા રામદેવનો[૨૬] નિર્દેશ છે, પણ એને તો હજી રાજત્વ મળ્યું જ નથી હોતું. એટલું માત્ર શકય છે કે દિલ્હીના શાસનતંત્રની અવ્યવસ્થાના સમયમાં જે કાંઈ શાંતિ અનુભવાઈ હશે તેમાં દામોદરે કંકાસામાં આ વાવ ખોદાવી લીધી હશે. પછીનાં વર્ષો સૌરાષ્ટ્રના આ પશ્ચિમ વિભાગ માટે પ્રમાણમાં કપરાં થતાં જતાં હતાં અને ઝફરખાને અહીં મજબૂત પકડ જમાવી હતી[૨૭] ગુજરાતી સલ્તનતના આ પછીના સમયમાં મુસ્લિમ બાંધકામો ચાલુ રહ્યાં હતાં. પ્રભાસપાટણમાં પશ્ચિમના મોટા દરવાજા પાસે હિ. સ. ૮૨૦ (ઈ. સ.૧૪૧૭–૧૮, વિ. સં. ૧૪૭૪)ના રમઝાનની ૨૭ મી તારીખે મુઝફ્ફરશાહના પુત્ર મહમ્મદશાહના પુત્ર અહમદશાહના રાજ્ય–અમલમાં ફઝલુલ્લાહ અહ્મદ અબુરમજાએ મસ્જિદ બંધાવી[૨૮] તેમ એ જ વર્ષમાં મોહરમના મહિનામાં માંગરોળમાં આથમણા ગાદીના દરવાજે અમીર કુત્બે કબ્રસ્તાન બંધાવ્યું હતું.[૨૯]

આ પછી તો છેક હિ. સ. ૧૦૩૩ (ઈ. સ. ૧૬૨૩–૨૪, વિ. સં. ૧૬૮૦) માં જહાંગીરના સમયતાં શાહી અમલદાર લાલ બેગે ૨૩ મી રજબ ને શનિવારને દિવસે તેમજ એ જ વર્ષના બીજા લેખ પ્રમાણે ૨૦ મી જમાદિ–ઉલ–અવ્વલ ને સોમવારને દિવસે 'લાલપુરા' નામનું માંગરોળનું નવું આથમણું પરું વસાવ્યું ત્યાંસુધી નોંધપાત્ર કોઈ પણ સ્થાનિક ફારસી–અરબી ઉલ્લેખો નથી.[૩૦]

---

૨૬. એજન, લેખ ૭૨, પૃ. ૬૦૫

૨૭. His. of Kathi. : પૃ. ૨૬૯

૨૮. ભાવ. ફારસી–અરબી લેખો, પૃ. ૨૦

૨૯. એજન, પૃ. ૨૧     ૩૦. એજન, પૃ. ૩૯, ૪૧–૪૨

૨૦૬ વર્ષ જેટલો આ લાંબો ગાળો દક્ષિણ સૌરાષ્ટ્રને માટે, આમ છતાં, શૂન્ય તો હતો જ નહિ. ગુજરાતી સુલતાનોની આ પકડને કારણે હિ. સ. ૮૨૬ (ઈ. સ.-૧૪૨૨ ૨૩. વિ. સં. ૧૪૭૯)માં સુલતાન અહમદના સમયમાં ૬ ઠ્ઠી સાબાનને દિવસે મલિક અસરે-મુલ્ક જવેહેરે મહુવામાં,[૩૧] હિ. સ. ૮૩૪ (ઈ. સ. ૧૪૩૦-૩૧, વિ. સં. ૧૪૮૭)માં મુઝફ્ફરશાહના પુત્ર મહમ્મદશાહના ભાઈ મલિક હુસેન મુઝફ્ફર હસાનીએ વેરાવળમાં,[૩૨] હિ. સ. ૮૬૬ (ઈ.સ. ૧૪૬૧-૬૨ વિ. સં. ૧૫૧૮) માં નસરુલ્લાહે (ચાંદની મસ્જિદ-પાટણના લેખ પ્રમાણે) પાટણમાં[૩૩] અને હિ. સ. ૮૭૭ (ઈ.સ. ૧૪૭૨, વિ. સં. ૧૫૨૮)માં કોઈ મહમ્મદની યાદમાં મહમૂદશાહ બીજા (બેગડા)ના સમયમાં વેરાવળમાં[૩૪]-એમ મસ્જિદો બંધાવી હતી. નોંધપાત્ર બનાવ તે તો ચાર વર્ષના સતત યુદ્ધ પછી વિ. સં. ૧૫૨૯-ઈ. સ. ૧૪૭૩માં મહમૂદશાહ બેગડાએ જૂનાગઢના રા' માંડલિકનો પરાભવ કરી, કેદ પકડી અમદાવાદમાં એને મુસ્લિમ ધર્મની દીક્ષા અપાવી અને જૂનાગઢને સ્વસત્તા નીચે લઈ એના પુત્ર રા' ભૂપતસિંહને ઘેડ-બગસરાની જાગીર આપી કેશોદ અને ચોરવાડના પ્રદેશનો હવાલો આપ્યો એ છે.[૩૬] આ વખતે જૂનાગઢનું નામ 'મુસ્તફાબાદ' રાખવામાં આવ્યું અને કિલ્લાની સંપૂર્ણ મરામત કરાવી લેવામાં આવી.[૩૭] આ પછી હિ. સ. ૯૦૦

---

૩૧. એજન, પૃ. ૨૨ ૩૨. એજન, પૃ. ૨૩

૩૩. એજન, પૃ. ૨૫ ૩૪. એજન, પૃ. ૨૬

૩૫. His. of Guj., Vol. I, પૃ. ૧૬૮

૩૬. His. of Kathi. : પૃ. ૮૪

૩૭. His of Guj., Vol. I, પૃ. ૧૬૯

(ઈ. સ. ૧૪૯૪, વિ. સં. ૧૫૫૦)માં બેગડો સોમનાથ ગયો અને ઇસ્લામ ફેલાવ્યો એવો નિર્દેશ મળે છે.[૩૮] એના જ સમયમાં હિ. સ. ૯૧૦ (ઈ. સ. ૧૫૦૪, વિ. સં. ૧૫૬૦)માં મિયાં હકીમ સૈયદ બિન સાહિબ-ખંભાતના થાણદાર માટે સોમનાથ પાટણમાં મસ્જિદ કરવામાં આવી જે 'મુઝફ્ફરની મસ્જિદ' કહેવાય છે. એ પછી શાહજાદા ખલિલખાનને જૂનાગઢનો થાણદાર નીમ્યો ત્યારે એણે આવી ખલિલપુર વસાવ્યું.[૪૦] એ પિતા પછી મુઝફ્ફરશાહ બીજા તરીકે ગુજરાતનો સુલતાન બન્યો ત્યારે એણે જૂનાગઢમાંથી થાણું બદલી દીવને બનાવ્યું.[૪૧] મલિક અયાઝ દીવમાં થાણદાર હતો ત્યારે, બેગડાનો પાલિત પુત્ર તાતારખાન જૂનાગઢનો ફોજદાર હતો.

ભારતવર્ષને પશ્ચિમ કાંઠે આવેલા પોર્ચુગીઝોએ સૌરાષ્ટ્રમાં પગપેસારો કરવાનું વિચાર્યું હતું. મહમૂદ બેગડાએ ઈ.સ. ૧૫૦૭ (વિ. સં. ૧૫૬૩)માં જ્યારે મલિક અયાઝને દીવનો હાકેમ બનાવ્યો ત્યારે એણે નૌકાસૈન્ય તૈયાર કર્યું હતું અને પોર્ચુગીઝો સામે એ ચૌલ સુધી પહોંચી ગયો હતો. એણે ૪૦૦ સૈનિકોને ગુમાવ્યા, પણ અંતે વિજય હાંસલ કર્યો. તા. ૨૨-૧૧-૧૫૧૧ને દિવસે મહમૂદ બેગડો મરી જતાં એની પછી મુઝફ્ફર બીજાએ ૧૫ વર્ષ રાજ્ય કર્યું. એના પછી સિકંદરશાહ અને મહમૂદશાહ બીજો

૩૮. ભાવ. ફારસી અરબી લેખો, પૃ. ૨૯

૩૯. એજન, પૃ. ૩૦

૪૦. His. of Guj., Vol. I, પૃ. ૧૭૦

૪૧. એજન, પૃ. ૧૭૮, અને His. of Kathi.: પૃ. ૯૦

૪૨. His. of Kathi : પૃ. ૯૦ વગેરેને આધારે આ પછીની વિગત.

બેઉ સાડા છ માસમાં ખતમ થઈ ગયા અને બહાદુરશાહ સત્તા ઉપર આવી ગયો. મલિક અયાઝના વિજયને કારણે પોર્ચુગીઝો થોડો વખત થંભી ગયા. ઈ. સ. ૧૫૦૮ ના અંતમાં પોર્ચુગીઝો ફરી ચડી આવ્યા અને તા. ૨–૨–૧૫૦૯ની લડાઈમાં મલિક અયાઝ પોતાના સહાયક અમીર હુસેન સાથે હારી ગયો. બીજા વર્ષે મહમૂદ બેગડાએ દીવ પોર્ચુગીઝોને આપવા કર્યું, પણ પોતાની અશક્તિ જોતાં પોર્ચુગીઝોએ સ્વીકાર્યું નહોતું. એવામાં બેગડો મરણ પામ્યો અને અયાઝ અમદાવાદની સત્તાથી કેટલેક અંશે સ્વતંત્ર થઈ ગયો. પોર્ચુગીઝોએ આવી જ્યારે ત્રણ વર્ષ ઉપર આપવા નક્કી કરેલા દીવની માગણી કરી ત્યારે અયાઝે સ્પષ્ટ ના પાડી; માત્ર એક કારખાનું કરવા છૂટ આપી. ઈ. સ. ૧૫૨૩ (વિ.સં. ૧૪૬૭)માં એ મહમૂદશાહ બીજાની કફગીનો ભોગ બની મરણ પામ્યો. એનું સ્થાન એના પછી એના એક પુત્ર મલિક ઇશાકે લીધું. બહાદુરશાહને પોર્ચુગીઝોની લુચ્ચાઇનો ખ્યાલ આવી ગયો હતો અને તેથી ગુજરાત–સૌરાષ્ટ્રના દરિયાકાંઠા ઉપર થાણાં જમાવવામાં એ લોકોને સફળતા ન મળે એ દિશામાં એણે સાવધાનીનાં પગલાં લેવા માંડયાં હતાં. એ વારંવાર ખંભાત ભરૂચ અને દીવની મુલાકાત લેતો. ઈ. ૧૫૨૭ (વિ.સં. ૧૫૮૩)માં એ ખંભાતમાં હતો ત્યારે મલિક અયાઝના એક બીજા પુત્ર મલિક ઇલિયાસે બહાદુરશાહને જણાવ્યું કે મલિક ઇશાક કેટલાક અફસરો સાથે મળી બળવો કરવા માગે છે. એના અનુસંધાનમાં પાંચહજાર ઘોડેસવારો લઇ ઇશાક દીવ કબજે કરી પોર્ચુગીઝોને સોંપી દેવાને ઇરાદે એ બાજુ કૂચ કરી ગયો. એ જાણી બહાદુરશાહ પણ તાબડતોબ જ જસદણ આવ્યો અને ત્યાંથી જૂનાગઢ પાસે દેવળી આવી

મુકામ નાખ્યો. અહીં એને માલૂમ પડ્યું કે ડરનો માર્યો મલિક ઇશાક કચ્છના રણ તરફ નાસી ગયો છે; એટલે પછી બહાદુરશાહે એની પાછળ મોરબીના હાકેમ તઘલખખાનને રવાના કર્યો; પરંતુ મલિક ઇશાકના લશ્કરના સામનામાં તઘલખખાન હારી ગયો, જેને લીધે ઇશાકને નાસી છૂટવાની સારી તક મળી ગઈ. ત્યારે દસ દિવસની રાહ જોઈ બહાદુરશાહ પ્રથમ માંગરોળ ગયો, ત્યાંથી ચોરવાડ, અને ત્યાંથી છેક દીવ પહોંચ્યો. ત્યાં મહિનોક રહી દીવના નવા હાકેમની નિમણૂક કરી અમદાવાદ તરફ ગયો. બીજે વર્ષે ફરીને ગયેલો, પણ તરત પાછો ફર્યો. અમદાવાદ પહોંચ્યા પછી ખબર આવી કે પોર્ચુગીઝો દીવ ઉપર ચડી આવે છે, એટલે એ એકદમ દીવ પાછો ગયો ત્યાં જાણવામાં આવ્યું કે નવા હાકેમે પોર્ચુગીઝોને પકડી લીધા છે. બે વર્ષ પછી બહાદુરશાહ ફરીને દીવ ગયો ત્યાં પોર્ચુગીઝોની સામે લડાઇમાં મદદ કરવા નૌકાબળ લઈ મુસ્તફાની સરદારી નીચે આવતા તુર્કોની ટુકડીનો એને મેળાપ થયો. ત્યાં આવી મલિક અયાઝના બીજા પુત્ર મલિક તોઘાનને દીવનો હાકેમ બનાવી બહાદુરશાહ ખંભાત પાછો ફર્યો.

પોર્ચુગીઝોએ ઈ. સ ૧૫૩૧ (વિ. સં. ૧૫૮૭) માં માંગરોળ કબજામાં[૪૩] લઈ બીજે વર્ષે દીવનો કબજો મેળવવા પ્રયત્ન કર્યો, પણ નિષ્ફળતા મળી. આ પછી બહાદુરશાહ અને શહેનશાહ હુમાયુ વચ્ચે વૈમનસ્ય થયું, અને એમાં બહાદુરશાહને કેટલીક આપત્તિ વહોરવી પડી; છેક ચિત્તોડથી નાસીને એ દીવ પહોંચ્યો, દરમ્યાન હુમાયુએ ગુજરાત ઉપર પકડ જમાવી. દરમ્યાન બિહારમાં બંડ થવાથી હુમાયુને દિલ્હી તરફ એકદમ જવાનું થયું; સૌરાષ્ટ્ર

૪૩. His. of Kathi. : પૃ. ૯૬

સિવાય બાકીના ભાગોમાં એણે પ્રતિનિધિઓ મૂકી દીધા હતા. આ વખતે બહાદુરશાહ દીવથી અમદાવાદ આવ્યો અને પોતાના બધા જ સરદારોની મદદથી મોગલ સરદારોનો પરાભવ કરી હાંકી કાઢચા અને ગુજરાતની સત્તા બહાદુરશાહે હાથ કરી. આવ્યા પછી એક મોટી ભૂલ પોર્ચુગીઝોને દીવમાં કિલ્લો બાંધવાની સરળતા કરી આપવાની કરી, પણ સાચી પરિસ્થિતિનો ખ્યાલ આવતાં યુક્તિથી પોર્ચુગીઝ હાકેમને કબજે કરવાના કાવતરામાં એના એક અફસર નૂરમહમદ ખલીલની બેવફાઈને કારણે નિઃશસ્ત્ર થઈ બહાદુરશાહ થોડા માણસો સાથે તા. ૧૪–૨–૧૫૩૭ ને દિવસે દીવમાં ગયો ત્યાં પોર્ચુગીઝોને હાથે એ માર્યો ગયો. એના મૃત્યુ પછી એના ભત્રીજા મહમૂદશાહ અસીરીને ઉપરાવોએ ગાદીએ બેસાડયો, એ પણ તરતમાં જ મરી ગયો અને એનો ૧૧ વર્ષનો બીજો ભત્રીજો મહમ્મદખાન બીજો ગાદીએ આવ્યો. સૌરાષ્ટ્રમાંની કેટલીક અવ્યવસ્થામાં દીવમાં ફરી ધાંધલ થઈ. સુલેમાન પાશા નામનો તુર્ક સરદાર એડનનો કબજો મેળવી પોતાના નૌકાસૈન્ય સાથે પોર્ચુગીઝો ઉપર ચડી આવ્યો. આ તકનો લાભ લઈ આ ઈ. સ. ૧૫૩૮ (વિ.સં. ૧૫૯૪) ના વર્ષમાં મહમ્મદશાહ તુર્કોને મદદ કરવા દીવ તરફ દોડી ગયો. લાંબા વિગ્રહ પછી પોર્ચુગીઝોને સફળતા મળી અને તુર્કો સમુદ્રવાટે પોતાના પ્રદેશ તરફ ચાલ્યા ગયા. ઈ. સ. ૧૫૪૬ (સં. ૧૬૦૨) માં મહમ્મદશાહના એક આલ્બેનિયન સાથી ખોજા ઝુલ્ગારે દીવ ઉપર ચડાઈ કરી, પરંતુ એમાં સફળતા મળી નહિ; એ માર્યો ગયો. દોમ જોઆઓ દ કાસ્ત્રોએ ત્યાંથી ખંભાત ઉપર આક્રમણ કર્યું ને બાળ્યું ને સુરતને લૂંટયું. પોર્ચુગીઝ સરકારે આ માટે એને માન–અકરામ

મોકલ્યાં, પરંતુ તા. ૬-૬-૧૫૪૬ ને દિવસે ગોવામાં એ મૃત્યુ પામ્યો. કાસ્રોએ ૧૫૩૧ અને ૧૫૪૬ વચ્ચે પોરબંદર અને માંગરોળમાં ભારે લૂંટ ચલાવી હતી. ૧૮૦ વહાણો બાળી નાખ્યાં હતાં, અને ત્યાંથી આગળ વધી પાટણને પણ લૂંટયું હતું. ઈ. સ. ૧૫૪૮ માં મહમ્મદશાહે પોર્ચુગીઝો સાથે સંધિ કરી, જેમાં દીવમાંનો કિલ્લો પોર્ચુગીઝોને હસ્તક રાખવાનું ઠર્યું, જ્યારે શહેરનો વિસ્તાર અને બાકીનો ટાપુ ગુજરાતી સલ્તનત નીચે રહ્યાં. પછીથી કોઇએ આ વિસ્તાર સામે જોયું નહિ અને દીવનો સમગ્ર ટાપુ પોર્ચુગીઝો પચાવી પડયા. બહાદુરશાહના મૃત્યુ પછી સામાન્ય રીતે સૌરાષ્ટ્રમાં, દીવના અપવાદે, શાંતિ હતી. ઈ. સ. ૧૫૫૪ માં મહમૂદશાહ ત્રીજો મરણ પામતાં અહમદશાહ પહેલાના એક સીધા વારસને ગાદી આપવામાં આવી અને ઇતિમાદખાન વાલી તરીકે નિમાયો. એણે ઈ. સ. ૧૫૬૦ માં બાળ સુલતાનને મરાવી નાખ્યો અને એક બીજા સગીર શાહજાદાને મુઝફ્ફરશાહ ત્રીજાના નામથી ગાદીએ બેસાડયો. ઇતિમાદખાનને બીજા ઉમરાવો સાથે ઝઘડો થયો અને ઈ. સ. ૧૫૭૧ માં એ અમદાવાદ નજીક થયેલી લડાઇમાં હારી ગયો. એણે શહેનશાહ અકબરની મદદ માગી અને તરત જ એ તક ઝડપી લઈ અકબર ઈ. સ. ૧૫૭૨ માં ગુજરાત ઉપર ધસી આવ્યો અને મુઝફ્ફર તેમજ અમદાવાદનો કબજો કર્યો.

સૌરાષ્ટ્રના વિષયમાં એવું થયેલું કે ઈ.સ ૧૫૫૬ માં ઇતિમાદખાને ગુજરાતી સલ્તનતના જુદા જુદા ભાગો ઉપર જુદા જુદા હાકેમ નીમેલા તેમાં તાતારખાન ઘોરીને સૌરાષ્ટ્રનો હવાલો આપ્યો હતો. સબબ એ હતો કે બહાદુરશાહના મૃત્યુ પછી તાતારખાન લગભગ સ્વતંત્ર જેવો હતો. આવો પ્રબળ મિત્ર બની રહે એ ઉદ્દેશ ઇતિમાદખાનનો હતો. ઈ. સ. ૧૫૭૦

પછી બે ત્રણ વર્ષમાં તાતારખાન ઘોરી મરી ગયો અને એનો પુત્ર અમીનખાન ઘોરીએ સત્તા સંભાળી. આ તકનો લાભ લઈ નવાનગરનો જામ છત્રસાલ લગભગ સ્વતંત્ર થઈ ગયો. અકબરે ઈ. સ. ૧૫૭૨ માં ગુજરાત હસ્તગત કર્યો પછી સૌરાષ્ટ્ર તરફ પણ નજર દોડાવી, અને ઈ. સ. ૧૫૭૫ માં ગુજરાતના સહાયક હાકેમ તરીકે નીમવવામાં આવેલા વજીરખાનને એને તાબે કરવા હુકમ કર્યો. એણે ૪૦૦૦ નું સૈન્ય લઈ મિરઝાખાન નામના અફસરને જૂનાગઢ ઉપર ચડી જવા મોકલ્યો. અમીનખાન ઘોરીએ સમાધાન કરવા કહેણુ મોકલ્યું, પરંતુ શરતોથી સંતોષ ન થતાં એ જૂનાગઢ ઉપર ચડી ગયો. અમીનખાનને નવાનગરના જામ છત્રસાલની કુમક મળી એટલે મિરઝાખાને ઘેરો ઉઠાવી લીધો અને માંગરોળ તરફ ચાલ્યો ગયો. અહીં અમીરખાન અને છત્રસાલનાં સૈન્યોએ પીછો પકડતાં મિરઝાખાન પ્રથમ માંગરોળ ગયો અને એનો કબજો જમાવી કોડીનાર તરફ ગયો અને ત્યાં પાછળ આવતાં સૈન્યો સાથે મુકાબલો થયો, જેમાં એનો હાથીઓ સહિતનો સમગ્ર સરંજામ નાશ પામ્યો અને માંડ જીવતો એ અમદાવાદ પહોંચ્યો.[૪૪]

ઈ. સ. ૧૫૮૩ માં કેદમાંથી મુઝફ્ફર ત્રીજો છટક્યો. ખેરડીના લોમા ખુમાણ નામના કાઠી ગરાસિયા તેમજ અસંતુષ્ટ થોડા મોગલોની મદદ લઈ એ અમદાવાદ તરફ કૂચ કરી ગયો. આ સમયે ગુજરાતના હાકેમ તરીકે દિલ્હીમાં ઇતિમાદખાનની નિમણૂક થયેલી અને એ અમદાવાદ નજીક લગભગ આવી પહોંચ્યો ત્યાં સમાચાર મળ્યા કે મુઝફ્ફરે અમદાવાદનો કબજો લઈ લીધો છે. ઇતિમાદખાન એકદમ ચડી આવ્યો, પણ હારી ગયો અને બધો સરંજામ ગુમાવી

૪૪. His. of Guj., Vol. II, પૃ. ૧૪

બેઠો. દિલ્હીમાં આ સમાચાર મળતાં અકબરે મિરઝાખાનને હાકેમગીરી આપી અને મોટી સેના સાથે રવાના કર્યો. આ વખતે મુઝફ્ફર ભરૂચમાં હતો. સાંભળી એ તરત અમદાવાદ તરફ આવ્યો. શહેર નજીક થયેલી લડાઇમાં મુઝફ્ફર હારી ગયો અને રાજપીપળા તરફ નાસી ગયો. ત્યાંથી છુપાતો લપાતો એ સૌરાષ્ટ્રમાં ખેરડીના લોમા ખુમાણ પાસે આવી પહોંચ્યો. ત્યાંથી એણે જૂનાગઢના સૂબા અમીનખાન ઘોરીની અને જામ છત્રસાલની મદદ માગી. અમીનખાને ઉજજડ પડેલા ગોંડળનો કબજો આપ્યો અને મદદ મોકલવાનો દંભ કર્યો. એ પામી ગયો હતો કે મોગલસત્તા સામે હવે ટકી શકાશે નહિ. મિરઝાખાન સૌરાષ્ટ્રમાં ઘૂસી આવ્યો ત્યારે અમીનખાન ઘોરીએ અને જામ છત્રસાલે પોતે મુઝફ્ફરને કશી મદદ નથી આપતા એની પ્રતીતિ કરાવી. મુઝફ્ફર બરડા ડુંગર તરફ આશ્રય લઇને રહ્યો. મિરઝાખાન એ તરફ ધસી ગયો એટલે ત્યાંથી નીકળી નવાનગર રાજ્યમાં થઈ અમદાવાદ તરફ દોડી ગયો. અહીં નાના મુકાબલાઓમાં એ હારી ગયો અને પાછો રાજપીપળા તરફ નાસી ગયો. મિરઝાખાને છત્રસાલે મુઝફ્ફરને એની હદમાંથી પસાર થવા દીધાનો વચનભંગ કરવાથી એના ઉપર ચડાઈ કરી અને એની પાસે સત્તા કબૂલાવી એ અમદાવાદ પાછો વળ્યો. ઈ. સ. ૧૫૯૧ માં મુઝફ્ફર સૌરાષ્ટ્રમાં પાછો આવ્યો ત્યારે એક વર્ષ પૂર્વે મરી ગયેલા અમીનખાન ઘોરીના પુત્ર દોલતખાને અને નવાનગરના જામ છત્રસાલે સારી હૂંફ આપી. ખેરડીનો કાઠી લોમા ખુમાણ તો સહાયક હતો જ. આ પછી ઈ. સ. ૧૬૯૨માં ભૂચર મોરીનું ખૂબ જાણીતું યુદ્ધ ખેલાઈ ગયું[૪૫]

૪૫. એજન, પૃ. ૧૪-૧૫

અને એમાં પરાજય પામતાં ઘવાયેલો દોલતખાન મરી ગયો[૪૬] અને મુઝફ્ફર અને જામ છત્રસાળ જૂનાગઢ તરફ નાસી ગયા. ત્યાંથી મિરઝાખાન અકીક નવાનગર તરફ ગયો અને એ શહેરને લૂંટી લઈ નૌરોઝખાન, સૈયદ કાસિમ અને ગુજરખાનને જૂનાગઢનો કબજો કરવા મોકલ્યા. એ ત્રણ ત્યાં પહોંચતાં છત્રસાલ અને મુઝફ્ફર ત્યાંથી બરડા ડુંગરમાં આશ્રય લેવા દોડી ગયા. એ જ દિવસે દોલતખાન મરણ પામ્યો હતો, પરંતુ પાછલાઓએ મજબૂત સામનો કર્યો અને મોગલ સૈન્ય પાછાં વળી આવ્યાં. આઠ માસ પછી મિરઝાખાન જૂનાગઢ ઉપર ચડી આવ્યો ત્યારે ઘોઘા માંગરોળ સોમનાથ મહુવા વગેરે કબજે કરી લીધાં, એટલું જ નહિ, સૌરાષ્ટ્રનાં સોળેસોળ બંદરો (ઉપરનાં ચાર સહિત) પૂરેપૂરાં કબજે કરી લીધાં.[૪૭] આ સંયોગોમાં જામ છત્રસાલે શરણ સ્વીકાર્યું અને મોગલ લશ્કરોને અન્ન પૂરું પાડવાનું કબૂલ્યું. ત્રણ માસના સખત વિગ્રહ બાદ તા. ૨૭-૮-૧૫૯૨ને દિવસે જૂનાગઢનો કિલ્લો મોગલ સેનાપતિને હાથ પડ્યો હતો. નૌરોઝખાનને પહેલો ફોજદાર નીમી સૌરાષ્ટ્રનું તંત્ર સોંપ્યું. એના પછી સૈયદ કાસિમ ફોજદાર નિમાયો હતો. આ વખતે રા' ખેંગારને જૂનાગઢમાં રહેવાની મનાઈ થઈ અને ઘેડ-બગસરા કેશોદ અને ચોરવાડમાં રહેવાનું ઠર્યું.[૪૬]

જૂનાગઢના પતન પછી મિરઝાખાનને ખબર પડી કે મુઝફ્ફરને દ્વારકાના વાઢેલ સેવાએ આશ્રય આપ્યો છે કે તરત એણે નૌરોઝખાનને એની પાછળ મોકલ્યો. સેવો વાઢેલ મરાયો અને મુઝફ્ફર કચ્છ તરફ નાઠો. મોગલ સૈન્યે પીછો પકડ્યો અને ડરને લઈ કચ્છના રાવે મુઝફ્ફરનો

૪૬. એજન, પૃ. ૧૪-૧૫ ૪૭ એજન, પૃ. ૨૮

બેઠો. દિલ્હીમાં આ સમાચાર મળતાં અકબરે મિરઝાખાનને હાકેમગીરી આપી અને મોટી સેના સાથે રવાના કર્યો. આ વખતે મુઝફ્ફર ભરૂચમાં હતો. સાંભળી એ તરત અમદાવાદ તરફ આવ્યો. શહેર નજીક થયેલી લડાઈમાં મુઝફ્ફર હારી ગયો અને રાજપીપળા તરફ નાસી ગયો. ત્યાંથી છુપાતો લપાતો એ સૌરાષ્ટ્રમાં ખેરડીના લોમા ખુમાણ પાસે આવી પહોંચ્યો. ત્યાંથી એણે જૂનાગઢના સૂબા અમીનખાન ઘોરીની અને જામ છત્રસાલની મદદ માગી. અમીનખાને ઉજ્જડ પડેલા ગોંડળનો કબજો આપ્યો અને મદદ મોકલવાનો દંભ કર્યો. એ પામી ગયો હતો કે મોગલસત્તા સામે હવે ટકી શકાશે નહિ. મિરઝાખાન સૌરાષ્ટ્રમાં ધૂસી આવ્યો ત્યારે અમીનખાન ઘોરીએ અને જામ છત્રસાલે પોતે મુઝફ્ફરને કશી મદદ નથી આપતા એની પ્રતીતિ કરાવી. મુઝફ્ફર બરડા ડુંગર તરફ આશ્રય લઈને રહ્યો. મિરઝાખાન એ તરફ ધસી ગયો એટલે ત્યાંથી નીકળી નવાનગર રાજ્યમાં થઈ અમદાવાદ તરફ દોડી ગયો. અહીં નાના મુકાબલાઓમાં એ હારી ગયો અને પાછો રાજપીપળા તરફ નાસી ગયો. મિરઝાખાને છત્રસાલે મુઝફ્ફરને એની હદમાંથી પસાર થવા દીધાનો વચનભંગ કરવાથી એના ઉપર ચડાઈ કરી અને એની પાસે સત્તા કબૂલાવી એ અમદાવાદ પાછો વળ્યો. ઈ. સ. ૧૫૯૧ માં મુઝફ્ફર સૌરાષ્ટ્રમાં પાછો આવ્યો ત્યારે એક વર્ષ પૂર્વે મરી ગયેલા અમીનખાન ઘોરીના પુત્ર દોલતખાને અને નવાનગરના જામ છત્રસાલે સારી હૂંફ આપી. ખેરડીનો કાઠી લોમા ખુમાણ તો સહાયક હતો જ. આ પછી ઈ. સ. ૧૬૯૨માં ભૂચર મોરીનું ખૂબ જાણીતું યુદ્ધ ખેલાઈ ગયું [૪૫]

૪૫. એજન, પૃ. ૧૪-૧૫

અને એમાં પરાજય પામતાં ઘવાયેલો દોલતખાન મરી ગયો[૪૬] અને મુઝફ્ફર અને જામ છત્રસાલ જૂનાગઢ તરફ નાસી ગયા. ત્યાંથી મિરઝાખાન અકીક નવાનગર તરફ ગયો અને એ શહેરને લૂંટી લઈ નૌરોઝખાન, સૈયદ કાસિમ અને ગુજરખાનને જૂનાગઢનો કબજો કરવા મોકલ્યા. એ ત્રણ ત્યાં પહોંચતાં છત્રસાલ અને મુઝફ્ફર ત્યાંથી બરડા ડુંગરમાં આશ્રય લેવા દોડી ગયા. એ જ દિવસે દોલતખાન મરણ પામ્યો હતો, પરંતુ પાછલાઓએ મજબૂત સામનો કર્યો અને મોગલ સૈન્ય પાછાં વળી આવ્યાં. આઠ માસ પછી મિરઝાખાન જૂનાગઢ ઉપર ચડી આવ્યો ત્યારે ઘોઘા માંગરોળ સોમનાથ મહુવા વગેરે કબજે કરી લીધાં, એટલું જ નહિ, સૌરાષ્ટ્રનાં સોળેસોળ બંદરો (ઉપરનાં ચાર સહિત) પૂરેપૂરાં કબજે કરી લીધાં.[૪૭] આ સંયોગોમાં જામ છત્રસાલે શરણ સ્વીકાર્યું અને મોગલ લશ્કરોને અન્ન પૂરું પાડવાનું કબૂલ્યું. ત્રણ માસના સખત વિગ્રહ બાદ તા. ૨૭-૮-૧૫૯૨ને દિવસે જૂનાગઢનો કિલ્લો મોગલ સેનાપતિને હાથ પડ્યો હતો. નૌરોઝખાનને પહેલો ફોજદાર નીમી સૌરાષ્ટ્રનું તંત્ર સોંપ્યું. એના પછી સૈયદ કાસિમ ફોજદાર નિમાયો હતો. આ વખતે રા' ખેંગારને જૂનાગઢમાં રહેવાની મનાઈ થઈ અને ઘેડ-અગસરા કેશોદ અને ચોરવાડમાં રહેવાનું ઠર્યું.[૪૮]

જૂનાગઢના પતન પછી મિરઝાખાનને ખબર પડી કે મુઝફ્ફરને દ્વારકાના વાઢેલ સેવાએ આશ્રય આપ્યો છે કે તરત એણે નૌરોઝખાનને એની પાછળ મોકલ્યો. સેવો વાઢેલ મરાયો અને મુઝફ્ફર કચ્છ તરફ નાઠો. મોગલ સૈન્યે પીછો પકડ્યો અને ડરને લઇ કચ્છના રાવે મુઝફ્ફરનો

૪૬. એજન, પૃ. ૧૪-૧૫ ૪૭ એજન, પૃ. ૨૮

બેઠો. દિલ્હીમાં આ સમાચાર મળતાં અકબરે મિરઝાખાનને હાકેમગીરી આપી અને મોટી સેના સાથે રવાના કર્યો. આ વખતે મુઝફ્ફર ભરૂચમાં હતો. સાંભળી એ તરત અમદાવાદ તરફ આવ્યો. શહેર નજીક થયેલી લડાઇમાં મુઝફ્ફર હારી ગયો અને રાજપીપળા તરફ નાસી ગયો. ત્યાંથી છુપાતો લપાતો એ સૌરાષ્ટ્રમાં ખેરડીના લોમા ખુમાણ પાસે આવી પહોંચ્યો. ત્યાંથી એણે જૂનાગઢના સૂબા અમીનખાન ઘોરીની અને જામ છત્રસાલની મદદ માગી. અમીનખાને ઉજ્જડ પડેલા ગોંડળનો કબજો આપ્યો અને મદદ મોકલવાનો દંભ કર્યો. એ પામી ગયો હતો કે મોગલસત્તા સામે હવે ટકી શકાશે નહિ. મિરઝાખાન સૌરાષ્ટ્રમાં ધૂસી આવ્યો ત્યારે અમીનખાન ઘોરીએ અને જામ છત્રસાલે પોતે મુઝફ્ફરને કશી મદદ નથી આપતા એની પ્રતીતિ કરાવી. મુઝફ્ફર બરડા ડુંગર તરફ આશ્રય લઇને રહ્યો. મિરઝાખાન એ તરફ ધસી ગયો એટલે ત્યાંથી નીકળી નવાનગર રાજ્યમાં થઈ અમદાવાદ તરફ દોડી ગયો. અહીં નાના મુકાબલાઓમાં એ હારી ગયો અને પાછો રાજપીપળા તરફ નાસી ગયો. મિરઝાખાને છત્રસાલે મુઝફ્ફરને એની હદમાંથી પસાર થવા દીધાનો વચનભંગ કરવાથી એના ઉપર ચડાઈ કરી અને એની પાસે સત્તા કબૂલાવી એ અમદાવાદ પાછો વળ્યો. ઈ. સ. ૧૫૯૧ માં મુઝફ્ફર સૌરાષ્ટ્રમાં પાછો આવ્યો ત્યારે એક વર્ષ પૂર્વે મરી ગયેલા અમીનખાન ઘોરીના પુત્ર દોલતખાને અને નવાનગરના જામ છત્રસાલે સારી હૂંફ આપી. ખેરડીનો કાઠી લોમા ખુમાણ તો સહાયક હતો જ. આ પછી ઈ. સ. ૧૬૯૨માં ભૂચર મોરીનું ખૂબ જાણીતું યુદ્ધ ખેલાઈ ગયું[૪૫]

૪૫. એજન, પૃ. ૧૪–૧૫

અને એમાં પરાજય પામતાં ઘવાયેલો દોલતખાન મરી ગયો[૪૬] અને મુઝફ્ફર અને જામ છત્રસાળ જૂનાગઢ તરફ નાસી ગયા. ત્યાંથી મિરઝાખાન અકીક નવાનગર તરફ ગયો અને એ શહેરને લૂંટી લઈ નૌરોઝખાન, સૈયદ કાસિમ અને ગુજરખાનને જૂનાગઢનો કબજો કરવા મોકલ્યા. એ ત્રણ ત્યાં પહોંચતાં છત્રસાલ અને મુઝફ્ફર ત્યાંથી બરડા ડુંગરમાં આશ્રય લેવા દોડી ગયા. એ જ દિવસે દોલતખાન મરણ પામ્યો હતો, પરંતુ પાછલાઓએ મજબૂત સામનો કર્યો અને મોગલ સૈન્ય પાછાં વળી આવ્યાં. આઠ માસ પછી મિરઝાખાન જૂનાગઢ ઉપર ચડી આવ્યો ત્યારે ઘોઘા માંગરોળ સોમનાથ મહુવા વગેરે કબજે કરી લીધાં, એટલું જ નહિ, સૌરાષ્ટ્રનાં સોળેસોળ બંદરો (ઉપરનાં ચાર સહિત) પૂરેપૂરાં કબજે કરી લીધાં.[૪૭] આ સંયોગોમાં જામ છત્રસાલે શરણ સ્વીકાર્યું અને મોગલ લશ્કરોને અન્ન પૂરું પાડવાનું કબૂલ્યું. ત્રણ માસના સખત વિગ્રહ બાદ તા. ૨૭-૮-૧૫૯૨ને દિવસે જૂનાગઢનો કિલ્લો મોગલ સેનાપતિને હાથ પડયો હતો. નૌરોઝખાનને પહેલો ફોજદાર નીમી સૌરાષ્ટ્રનું તંત્ર સોંપ્યું. એના પછી સૈયદ કાસિમ ફોજદાર નિમાયો હતો. આ વખતે રા' ખેંગારને જૂનાગઢમાં રહેવાની મનાઈ થઈ અને ઘેડ-બગસરા કેશોદ અને ચોરવાડમાં રહેવાનું ઠર્યું.[૪૬]

જૂનાગઢના પતન પછી મિરઝાખાનને ખબર પડી કે મુઝફ્ફરને દ્વારકાના વાઢેલ સેવાએ આશ્રય આપ્યો છે કે તરત એણે નૌરોઝખાનને એની પાછળ મોકલ્યો. સેવો વાઢેલ મરાયો અને મુઝફ્ફર કચ્છ તરફ નાઠો. મોગલ સૈન્યે પીછો પકડયો અને ડરને લઇ કચ્છના રાવે મુઝફ્ફરનો

૪૬. એજન, પૃ. ૧૪-૧૫ ૪૭ એજન, પૃ. ૨૮

મોગલ સૈન્યને હવાલો આપી દીધો. રસ્તામાં મુઝફ્ફરે ઈ. સ. ૧૫૯૨માં આપઘાત કર્યો. ૩૨ વર્ષની દુઃખમય જિંદગી પસાર કરી આમ ગુજરાતનો છેલ્લો નામનો સુલતાન પણ નામશેષ થઈ ગયો. પોર્ચુગીઝોથી લઈ મુઝફ્ફરના મૃત્યુ સુધીમાં માંગરોળ કોઇ અને કોઈ રીતે ભાગ ભજવી રહે છે. અને સમગ્ર જૂનાગઢ પંથકનો કબજો મોગલ સત્તા પાસે આવી જતાં દક્ષિણ સૌરાષ્ટ્રમાં શાંતિ પ્રસરી રહે છે.

એમ લાગે છે કે જહાંગીરના સમયમાં માંગરોળમાં સંપૂર્ણ શાંતિ પ્રસરે છે, આબાદી પણ વધતી જોવા મળે છે, અને હિ. સ. ૧૦૩૩ (ઈ. સ. ૧૬૨૩-૨૪, વિ. સં. ૧૬૮૦)ની ૨૩ મી રજબ ને શનિવારને દિવસે તેમજ ૨૦ મી જમાદિ-ઉલ્-અવ્વલ ને સોમવારને દિવસે લાલબેગ નામના શાહી અમલદારને હાથે ગાદીના દરવાજાની બહાર પશ્ચિમ બાજુ 'લાલપુરા' નામના પરાનો વસવાટ આરંભાય છે.[૪૮] બે જુદા જુદા મહિના વસવાટને માટે કેમ હશે એ સ્પષ્ટ થતું નથી. સંભવ તો એ છે કે પ્રથમ ખાતમુહૂર્ત થયું હોય અને પછી વસવાટ થયો હોય. એ જ વર્ષમાં બંદરકાંઠે 'બાવન સબૂરી' નામના કબ્રસ્તાનમાં ફોજદાર જેવો હોદ્દો ધરાવતા અમીર-બેગે મકરબો બંધાવ્યાનું જાણવામાં આવ્યું છે.[૪૯] શાહજહાંના સમયનું કોઈ બાંધકામ જાણવામાં આવ્યું નથી, પરંતુ એના સમયમાં જૂનાગઢના સૂબા ઈસા તારખાને (ઈ. સ. ૧૭૩૪-૪૨) જૂનાગઢનો કિલ્લો પૂરેપૂરો સમરાવી લીધો હતો.[૫૦]

૪૮. ભાવ ફારસી અરબી લેખો, પૃ. ૩૯ અને ૪૧-૪૨

૪૯. એજન, પૃ. ૪૦

૫૦. His of Guj., Vol. II, પૃ. ૧૮૩

પરંતુ ઔરંગઝેબના સમયનો એક મહત્ત્વનો બનાવ એ છે કે એણે સરદારખાન (ઈ. સ. ૧૬૬૫)ને જૂનાગઢનો સૂબો નીમ્યો ત્યારે એણે ઈ. સ. ૧૬૬૬માં સરદારતળાવ ખોદાવ્યું અને પછી સરદારબાગનો વિકાસ કર્યો, જે ઈ.સ. ૧૬૮૧માં પૂરો થયો, ઈ. સ. ૧૬૭૦માં નિવૃત્ત થયા બાદ.[૫૧] આ પછી એના સમયનો એક આજ્ઞાલેખ જાણવામાં આવ્યો છે: માંગરોળના દરબારગઢના ઘાવાખાનામાંથી મળેલા હિ. સ. ૧૦૯૭ (ઈ સ. ૧૬૮૫-૮૬, વિ.સં. ૧૭૪૨)ના ફારસી લેખમાં ઔરગઝેબના સૌરાષ્ટ્રના હાકેમ શાહવર્દિખાને (ઈ. સ. ૧૬૮૫-૮૬) જાગીરદારોનું ઉત્પન્ન જથ્થામાં ખરીદવાની મનાઈ કર્યાનું મળે છે[૫૨] આવો જ ૩ દિવસ પછીનો ૧૫મી રજબ-ઉલૂ-અવ્વલનો પ્રભાસપાટણના ચોકમાં પણ લેખ જાણવામાં આવ્યો છે.[૫૩] ઔરંગઝેબના મૃત્યુ બાદ આઝમખાને થોડા સમય માટે સત્તા હાથ કરી હતી તે ગાળાનો એક ફારસી ઉત્કીર્ણ લેખ માંગરોળના ગાદીને પશ્ચિમ દરવાજેથી મળી આવ્યો જાણવામાં આવ્યો છે; આમાં આઝમખાન તરફથી સરદારોને કરવામાં આવેલાં હુકમની વાચના કોતરાયેલી છે;[૫૪] કોઈ વર્ષ અપાયું નથી.

મોગલાઈના અંત નજીક માંગરોળ જમાલખાન લોહાણી નામના સરદારને જાગીરમાં મળી ચૂકેલું હતું. આ પછી મોગલાઈ શાસન ઢીલું પડતાં અને મરાઠાઓ અગ્ર ભૂમિકામાં આવતાં પેશવાની સૌરાષ્ટ્રમાં સર્વત્ર સત્તા જામી હતી અને માંગરોળ ઉપર પણ મરાઠાઓના પ્રતિનિધિ જાદવ જસવંત

૫૧. His. of Guj, Vol II, પૃ. ૧૮૩
૫૨. ભાવ, ફારસી–અરબી લેખો, પૃ. ૪૭
૫૩. એજન, પૃ. ૪૬
૫૪. એજન, પૃ. ૫૬

નીચે મરાઠા વર્ચસ્વ રહ્યું હતું. માંગરોળમાં ગાદીને દરવાજેથી મળેલા જાણવામાં આવેલા હિ. સ. ૧૧૬૨ (ઈ.સ. ૧૭૪૯, વિ. સં. ૧૮૦૫)ના ફારસી લેખમાં જણાવ્યા પ્રમાણે, સૈયદ સિકંદરે માંગરોળનો (ઈ. સ. ૧૩૭૫માં) કબજો લીધો હતો ત્યારથી માંગરોળ ઉપર મુસ્લિમશાસન ચાલ્યું આવતું હતું તે દક્ષિણના વિધર્મીઓના હાથમાં ગયું; એમના ૧૨ વર્ષના ગાળામાં અનેક મુસ્લિમ કુટુંબો હિજરત કરી ગયેલાં: તા. ૨૩ મી રમઝાનને દિવસે શેખ ફખ્રુદ્દીનના પુત્ર શેખમિયાંએ અને મલિક શાહબુદ્દીને મળી આ કિલ્લો ફરી હસ્તગત કર્યો.[૫૫] સાળેક વર્ષ પછી કોઈ નાનું દંગલ થયું લાગે છે; "હિ. સ. ૧૧૪૯ (ઈ.સ. ૧૭૩૬ (વિ.સ. ૧૭૯૨) માં મીર અબ્દુરરહીમ વલદે મીર મહમ્મદ બાકર બિન મીર સદરુદ્દીન શહાદત પામ્યા." એ વિગત સાચવતો એક ફારસી લેખ માંગરોળની રાવળી મસ્જિદમાંનો જાણવામાં આવ્યો છે.[૫૬]

આ પહેલાં ઈ. સ. ૧૭૨૭ માં સરબુલંદખાને છાયા તરફ રાણા ખીમોજી પાસેથી ખંડણી લેવા કૂચ કરી હતી. અગાઉના વર્ષમાં માંગરોળના વણિક દેસાઈ સુંદરજી યા મોહનજીના કબજામાં માધવપુરની દેસાઈગીરી જૂનાગઢ વતી હતી. રાણાએ મુખ્યત્વે તો શ્રીમાધવરાયજીના મંદિરની સુરક્ષિતતના કારણે દેસાઈઓ પાસેથી માધવપુર ખરીદી લઈ પોતાની સત્તા સ્થાપી હતી. સરબુલંદખાને છાયા પહોંચી પડકાર કરતાં ડરનો માર્યો રાણો દરિયામાં નાસી ગયો, ત્યારે સમગ્ર રાજ્ય ખાલસા કરવાની સરબુલંદખાને ધમકી આપી એટલે રાણો તાબે થયો અને ખંડણી આપવાનું સ્વીકાર્યું. આમાં માધવપુરનું શું થયું એ જાણવામાં આવતું

૫૫. એજન, પૃ. ૫૦-૫૨ ૫૬. એજન, પૃ. ૬૦

નથી,[૫૭] પરંતુ સમાધાન થઈ જવાને કારણે ત્યારથી માધવપુર જેઠવા રાણાઓની સત્તા નીચે રહ્યું. શ્રીમાધવરાવજી તરફનો દેસાઇ કુટુંબનો સમાદર આજ સુધી ચાલ્યો આવે છે અને દર વર્ષે ચૈત્ર સુદિ ૧૨ ને દિવસે રુક્મિણીવિવાહને માટે શ્રીમાધરાયજીની રવાડી ચડે છે ત્યારે વરશણગાર આ દેસાઇના વંશજો માંગરોળથી આવીને ચડાવે છે.[૫૮]

---

૫૭. His of Kathi. : પૃ. ૧૨૫, અને Tarikhi Sorath, પૃ. ૮૬

૫૮. દસા શ્રીમાળી વણિક વૈષ્ણવોનું આ દેસાઈ કુટુંબ માંગરોળની દેસાઇગીરી કરતું હતું. એ કુટુંબ પાસે સંખ્યબંધ પરવાના હતા, જે બધા–૧૧ જેટલા હરજીવન દેસાઇએ જૂનાગઢ રાજ્યને તા. ૧૦–૧૦–૧૮૮૫ ને દિવસે સોંપી પહોંચ લીધી હતી. એ:

૧. હિ. સ. ૧૦૨૫ (ઈ. સ. ૧૬૧૬) નો મોગલાઈ તરફથી દેસાઈગીરીનો;

૨. હિ. સ. ૧૦૮૯ (ઈ. સ. ૧૬૭૭) નો મોગલાઈ તરફથી દેસાઈગીરીનો નવો;

૩. હિ. સ. ૧૦૯૦ (ઈ. સ. ૧૬૭૮) નો તા. ૨૫ મી રબી–અલ–અવ્વલનો માંગરોળ પરગણાના દલાલ મુકુંદદાસ તથા મોહનદાસ દેસાઇને બંદરને આબાદ કરવાની સત્તા આપતો;

૪. હિ. સ. ૧૦૯૭ (ઈ. સ. ૧૬૮૫, ના મુકુંદદાસ તથા મોહનદાસ માંગરોળના દલાલોને ઉદ્દેશી માંગરોળ સુરત ઘોઘા ખંભાત તથા દીવથી વેપારીઓને લાવી આબાદ કરવાની સત્તા આપતો ૨૧ મી રબી–ઉલ–અવ્વલનો;

૫. હિ. સ. ૧૦૯૯ (ઈ. સ. ૧૬૮૭) નો ઓસમાણપુરની સીમમાં મોહનદાસ દેસાઇને હિ. સ. ૧૦૦૫ માં જમીન પસાયતોમાં દીધી બાબતનો ઉલ્લેખ કરતો;

મોગલાઈના અંત લગભગ સૌરાષ્ટ્રના સૌ જુદે જુદે સમયે નિમાયેલા સૂબાઓમાં મહમૂદશાહના સમય (ઈ.સ. ૧૭૨૧–૪૮) માં ઈ.સ. ૧૭૨૮માં સૌરાષ્ટ્રના હાકેમ તરીકે સલાબત

---

૬/૮. હિ. સ. ૧૧૦૭ અને ૧૧૨૪ (ઈ. સ. ૧૬૯૫ અને ૧૭૧૧) ના ૩, જેમાં ઝરિયાવાડ મોવાણા વગેરે ગામોની રેવન્યૂ ઉઘરાવવાની સત્તા આપવામાં આવી;

૯/૧૦. હિ. સ. ૧૧૦૪ અને ૧૧૧૧ (ઈ. સ. ૧૬૯૨ અને ૧૬૯૯)ના બગસરા પરગણાના ઉલ્લેખ–માંગરોળ અને વેરાવળમાં ઝઘડા થયાનો નિર્દેશ–અને ઇજારા લીધાનો;

૧૧. વર્ષ વિનાનો મોવાણા તથા ઓસમાણપુરાના કરારનો.

દેસાઈઓના વંશવૃક્ષમાં મૂળ પુરુષ 'ખસા–ઓદા'ના પુત્ર સંઘજીના પુત્ર માવજીનો વંશ માંગરોળમાં વિકસ્યો છે–તેના પુત્ર રૂપજીના પુત્ર ગોપાલજીનો એક પુત્ર મદનજી છે, જ્યારે એના ભાઈ ગોકળજીનો બીજો પુત્ર 'મોહનદાસ' છે. 'મદનજી'નું નામ 'મુકુંદદાસ' હોય અને એણે 'મોહનદાસ'ને ખોળે લીધો હોય તો ઉપરની હકીકત બંધ બેસી જાય.

આ દેસાઈ કુટુંબ આમ શરૂમાં મોગલાઈ તરફથી માંગરોળ પરગણાની રેવન્યૂ ઉઘરાવવાની દેસાઈગીરી કરતું હતું. માધવપુરનો પણ એ સમયે માંગરોળ પરગણામાં વહીવટ સ્વાભાવિક જ છે. ઈ. સ. ૧૭૨૬માં માંગરોળમાં દેસાઈ કોણ હતો એ વિશે 'તારીખે–સોરઠ' સ્પષ્ટતા કરતી નથી, માત્ર દેસાઈ' લખે છે. મોહનદાસ દેસાઈ ઈ. સ. ૧૭૨૬ સુધી જીવતો હોય એ અસંભવિત નથી. સુંદરજી દેસાઈ પણ જીવતો હોઈ શકે. યા એ ભાઈઓના કોઈ એક પુત્ર પાસે દેસાઈગીરી હોય, જેણે માધવપુરનો રાણા ખીમોજીને હવાલો સોંપી દીધો હોય.

ઉપરના રુક્કાઓની તેમજ વંશવૃક્ષની વિગત માંગરોળના દેસાઈ કુટુંબના મારા ગુરુભાઈ શ્રી. આણંદજી રતનજી તરફથી મળી છે.

મહુમ્મદખાન બાબીને અને એના સહાયક તરીકે શેરખાન બાબીને નીમવામાં આવે છે. આ વર્ષના આરંભમાં પણ થોડો સમય બેઉ આ સત્તા ઉપર હતા. ઈ. સ. ૧૭૨૮ થી ૧૭૩૩ સુધી સત્તા ભોગવ્યા પછી ઈ.સ. ૧૭૩૮માં શેરખાન બાબીને સોરઠના મુખ્ય હાકેમ તરીકે થોડો સમય નીમવામાં આવ્યો અને તરત જ એને સહાયક તરીકે મૂકવામાં આવ્યો.[૫૯] ઈ. સ. ૧૭૪૮માં શેરખાન બાબીએ સ્વતંત્રતા પ્રાપ્ત કરી અને એ જૂનાગઢનો ૧ લો નવાબ થયો.

અહીં મોગલાઈનો અને નિકટના પ્રદેશોને લગતો ઇતિહાસ પૂર્ણ થવા આવે છે અને જૂનાગઢના નવાબો અને માંગરોળના શેખોનો ઇતિહાસ—હકીકતે પૂર્વ અર્વાચીન-યુગનો-શરૂ થાય છે.

વિક્રમની ૧૯ મી સદીના અંત ભાગની સાથે સૌરાષ્ટ્રમાં, ખાસ જૂનાગઢ અને માંગરોળમાં પણ, નવો યુગ શરૂ થાય છે. ઈ. સ. ૧૭૦૫ થી મરાઠાઓનો પ્રવેશ ગુજરાતમાં શરૂ થાય છે. ઈ. સ. ૧૭૨૮ સુધીમાં તો એ ખૂબ જ પ્રબળતા ધારણ કરે છે. ઈ. સ. ૧૭૨૫માં ઝફરખાન બાબી મરણ પામ્યો અને એનો પુત્ર સલાબત મહમ્મદખાન ક્ષિતિજમાં દેખાવા લાગ્યો.[1] એની શક્તિઓની કદર તરીકે એને ઘોઘા બંદરની જાગીર આપવામાં આવી, તેમજ ગુજરાતના મોગલ સૈન્યનો સેનાપતિ પણ થયો. ઈ. સ. ૧૭૨૭માં એણે નવાનગરનો કોયડો ઉકેલી આપ્યો અને જામ તમાચીને ગાદી સોંપી. અને ઝાલા કુટુંબની કન્યા સાથે લગ્ન કરવા પણ શક્તિ અને ચાહના મેળવ્યાં. મરાઠાઓના ધસારાને કારણે એણે વિરમગામમાં ફોઝદારી થાણું રાખ્યું અને પોતાના પુત્ર શેરખાનને નાયબ ફોઝદાર નીમી જૂનાગઢનો હવાલો સોંપ્યો. ઈ. સ. ૧૭૩૦માં એ મરી ગયો એને લઈ શેરખાનને ઘોઘા સંભાળવા જવું પડ્યું. આ વખતે ભાવનગરના ભાવસિંહજી ગોહીલની રાજરમતને લઈ શેરખાન પાસેથી ઘોઘાની જાગીર છોડાવી જૂનાગઢ નજીક બાંટવાની જાગીર અપાવવામાં આવી. નોંધવા જેવું છે કે સં. ૧૭૯૦ (ઈ. સ. ૧૭૬૨)માં મુબારિઝ–ઉલ્–મુલ્ક (ગુજરાતનો સૂબો) પેશકશી ઉઘરાવવા આવેલો ત્યારે શેરખાન બાબીએ એને

૧. His. of Kathi. : પૃ. ૧૨૬ વગેરે

માધવપુરનો કબજો લેવામાં મદદ કરી હતી. ત્યાંનો થાણુ-દાર રણછોડદાસ નાગર એ વખતે મારો ગયો હતો. એ વખતે શ્રીમાધવરાયજીની મૂર્તિના બચાવ માટે ૪૦૦૦૦ કોરી આપવામાં આવી હતી. સં. ૧૭૯૦ (ઈ. સં. ૧૭૩૪)માં મુબારિઝ–ઉલ-મુલ્ક અને સેનાસાલાર સફદરખાન બાબી પોરબંદર ચડી આવતાં રાણો સમુદ્રમાર્ગે સહકુટુંબ નાઠો હતો અને એક લાખ દંડના ભરી કિલ્લો પાછો મેળવ્યો હતો.

મરાઠાઓને વધતા રોકવામાં ભાવસિંહજીએ યશ મેળવેલો, પરંતુ પછી ઈ. સ. ૧૭૩૫ માં દામાજી ગાયકવાડ ચોથ ઉઘરાવવા લશ્કર લઈ સૌરાષ્ટ્રમાં આવી ગયો. ઈ. સ. ૧૭૩૮ માં ગુજરાતના સૂબા તરીકે મોમીનખાન આવ્યો ત્યારે શેરખાનને ઘોઘા પાછું અપાવ્યું. અને પોતાના ભત્રીજા હિંમત અલીખાનના નાયબ તરીકે સૌરાષ્ટ્રમાં નીમ્યો. એની સામે કેટલાકને રોષ હતો જ, પણ મરાઠા સામે બતાવેલી મક્કમતાને કારણે જૂનાગઢનું તંત્ર એને સોંપવામાં આવ્યું. એની કુનેહથી એ મરાઠાઓનો પણ પ્રિય થઈ પડચો. શેરખાને ઘોઘા તરફ ઉદાસીનતા બતાવી. આ સમયમાં સૌરાષ્ટ્રમાં રજવાડી ધાંધલો જોર પકડવા લાગી હતી તેથી એ પોતાની માલમિલકતની રક્ષા માટે પોતાના પુત્ર સરદાર મહમ્મદને વાડાસિનોર ખાતે મૂકી જૂનાગઢ આવી પહોંચ્યો. મોગલાઈ સત્તા કેન્દ્રમાં તદ્દન નબળી થઈ ચૂકી હતી અને ઢીલાશ બતાવવામાં આવે તો સૌરાષ્ટ્રમાં, ખાસ કરીને જૂનાગઢના પ્રદેશમાં, સત્તા સાંચવવી વિકટ થઈ પડે એમ હતું, એટલે "બહાદુરખાન" નામ ધારણ

કરી ઈ.સ. ૧૭૪૮માં જૂનાગઢના પહેલા નવાબ તરીકે દેખાવમાં-દસ્તાવેજો-રુક્કાઓ વગેરેમાં 'બાદશાહ મહમ્મદશાહ ગાઝી ફિદવી દીવાન બહાદુરખાન બાબી બહાદુર' એમ હજી મોગલ શહેનશાહના 'દીવાન' દરજ્જે) એ પંથકની સાર્વભૌમ સત્તા હાથ કરી. એ જ વર્ષે ગુજરાતના મોગલાઈ સૂબા ફક્ર-ઉદ્-દૌલા સાથે કાનોજી તાકપોર સૌરાષ્ટ્રમાં ખંડણી ઉઘરાવવા આવ્યો. મરાઠા લશ્કરે વંથળી ઉપર હલ્લો કર્યો ને કબજો લીધો, પણ એ છોડી ચાલ્યા જવું પડ્યું. આ પહેલાં મરાઠાઓએ માંગરોળનો કબજો લીધો હતો અને આપણે ઉપર જોયું તેમ ત્યાં જસવંત જાદવને સત્તા સાંચવવા મૂક્યો હતો. અહીં મરાઠાઓનું બાર વર્ષ સુધી પ્રભુત્વ રહ્યું હતું. આ બાર વર્ષના ગાળામાં એણે મુસલમાનોને બહુ જ તકલીફ આપી.[3] પરિણામે શેખ ફખ્રુદ્દીનના પુત્ર શેખમિયાંએ તલવારના જોરે એ જ વર્ષમાં-સં. ૧૮૦૫ (ઈ.સ. ૧૭૪૮)માં જસવંત જાદવને હાંકી કાઢ્યો અને માંગરોળના સ્વતંત્ર રાજ્યની સ્થાપના કરી.[4] આમ જૂનાગઢમાં બહાદુરખાન બાબીનું રાજ્ય

૩. Tarikhi Sorath, પૃ. ૫૨

૪. His. of Kathi..: પૃ. ૧૩૦. માંગરોળના ઇતિહાસવિદ શ્રી. એ. આર. ખુશ્તર તરફથી શેખમિયાંના પૂર્વજો અને બડી મેડીવાળા સૈયદોની વંશાવળીઓ પ્રાપ્ત થઈ છે. આભારની લાગણી સાથે એ બેઉ અહીં આ ઉતારી છે:

## શેખોની વંશાવલી :

૧. હઝરત અબાબકર સિદ્દીક પહેલા ખલિફા હતા અને હ. મહમૂદ પેગંબર સાહેબના સસરા થતા હતા, એમનો વંશ આ પ્રમાણે :

| | |
|---|---|
| ૨. અબ્દુર્રહેમાન | શેખ |
| ૩. લઝીઅ | ,, |
| ૪. અસદ | ,, |
| ૫. મુતલિબ | ,, |
| ૬. અસદ | ,, |
| ૭. અયાઝ | ,, |
| ૮. મતરફ | ,, |
| ૯. મોહંમદ | ,, |
| ૧૦. ખાદીમ | ,, |
| ૧૧. હઝીમા | ,, |
| ૧૨. મતરફ | ,, |
| ૧૩. હુસેન | ,, |
| ૧૪. મોહમદ અબ્દુલ્લાહ | ,, |
| ૧૫. હસન | ,, |
| ૧૬. મોહમ્મદ | ,, |
| ૧૭. અલી | ,, |
| ૧૮. અબાબકર | શેખ |
| ૧૯. મોહમ્મદ ઝકરિયા | ,, |
| ૨૦. બહાઉદ્દીન | ,, |
| ૨૧. શમસુદ્દીન | ,, |
| ૨૨. રુકનુદ્દીન | ,, |
| ૨૩. શરીફુદ્દીન | ,, |
| ૨૪. અબ્દુર્રસૂલ | ,, |
| ૨૫. અબ્દુર્રહીમ | ,, |
| ૨૬. અબ્દુર્રહેમાન | ,, |
| ૨૭. જલાલુદ્દીન કાઝી | ,, |
| ૨૮. અબ્દુલ્લાહ | ,, |
| ૨૯. સાદીક | ,, |
| ૩૦. શુકલ્લાહ | ,, |
| ૩૧. ઇબ્રાહીમ | ,, |
| ૩૨. અબ્દુલ્લાહ | ,, |
| ૩૩. અબ્દુલમલિક | ,, |
| ૩૪. વલી મોહમદ | ,, |
| ૩૫. યાહ્યા (યમાની) | ,, |
| ૩૬. અમાનુલ્લાહ | ,, |
| ૩૭. અબ્દુર્રહીમ | ,, |
| ૩૮. મુસ્તફા | ,, |

| | | | |
|---|---|---|---|
| ૩૯. અબ્દુર્રસૂલ | શેખ | ૪૪. કાઝી હાફિઝ | શેખ |
| ૪૦. અમાનુલ્લાહ | ,, | ૪૫. શેખમિયાંજી | ,, |
| ૪૧. અબ્દુર્રહેમાન | ,, | ૪૬. અબ્દુલખાલિક | ,, |
| ૪૨. સાદુલ્લાહ | ,, | ૪૭. ફખ્રુદ્દીન | ,, |
| ૪૩. અબ્દુલ્લાહ | ,, | ૪૮. શેખમિયાં | ,, |

## બડીમેડીવાળા સૈયદો :

| | | | |
|---|---|---|---|
| ૧. હઝરત અલી ચોથા ખલિફા અને મહમ્મદ પેગંબર સાહેબના જમાઈ—એમના | | ૧૭. આદમ | ,, |
| | | ૧૮. રુકનુદ્દીન | ,, |
| | | ૧૯. હુસેનશેખજી | ,, |
| ૨. ઇમામહુસેન સૈયદના | | ૨૦. મસઉદ્દીન સિકંદર | ,, |
| ૩. ,, ઝયનુલ આબેદીન | ,, | ૨૧. આદમ અબ્દુલ અહદ | ,, |
| ૪. ,, બાકિર | ,, | ૨૨. શેખ મોહમ્મદ | ,, |
| ૫. ,, જાફર સાદીક | ,, | ૨૩. આદમ | ,, |
| ૬. ,, મૂસાકાઝિમ | ,, | ૨૪. શેખ મોહમ્મદ | ,, |
| ૭. ,, ઇબ્રાહીમ મુરતઝા | ,, | ૨૫. મુબારક | ,, |
| ૮. અલી | ,, | ૨૬. હૈદરશાહ | ,, |
| ૯. હસન | ,, | ૨૭. અમીરમિયાં | ,, |
| ૧૦. અલી | ,, | ૨૮. ગુલામરસૂલ | ,, |
| ૧૧. મૂસા | ,, | ૨૯. જહાંગીરમિયાં | ,, |
| ૧૨. અલી | ,, | ૩૦. અતામિયાં | ,, |
| ૧૩. કાસિમ | ,, | ૩૧. સૈયદ મોહમ્મદ | ,, |
| ૧૪. ઉમર | ,, | ૩૨. અબ્દુસ્સમદ (બડાસાહેબ) | ,, |
| ૧૫. મસઉદ | ,, | ૩૩. અમીરમિયાં | ,, હયાત |
| ૧૬. સિકંદર | ,, | | |

આમાં શેખ જલાલુદ્દીન કાઝી અને સૈયદ સિકંદર બિન મસઉદ સમકાલીન. અને એકી સાથે માંગરોળમાં આવ્યા. ગાદીધર

અને માંગરોળમાં સમાંતર શેખમિયાંનું રાજ્ય એમ બે સ્વતંત્ર મુસ્લિમ રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં. બહાદુરખાન વાડાસિનોરથી દલપતિરાય નાગરને લાવ્યો હતો અને દીવાનગીરી સોંપી, જ્યારે એની ઝાલી રાણી સાથે અંગત મંત્રી તરીકે જગન્નાથ ઝાલા આવેલ. દલપતિરાયે આવીને જૂનાગઢના રાજ્યને સ્થિર કરવાની જહેમત ઉઠાવી. થોડા સમયમાં જ એનું મૃત્યુ થતાં નવાબે જગન્નાથ ઝાલાને દીવાનગીરી આપી. નાગરોના હાથમાં આમ દીવાનગીરી રહેવાને કારણે બહારના વિરોધીઓની કોઈ કારી ફાવી શકતી નહોતી. ઈ.સ. ૧૭૫૮માં બહાદુરખાનનું મૃત્યુ થયું અને એનો પુત્ર મહોબતખાન ગાદીએ આવ્યો. એણે નિમકહલાલ દીવાન જગન્નાથ ઝાલાને મજેવડી દરવાજે મરાઠાઓની ધાડને પહોંચી વળવા છાવણી નાખી પડયો હતો ત્યાં પોતાના ગુલામ બલાલ દ્વારા મરાવી નાખ્યો, અને એના ભાઈ રુદ્રજી તેમજ સમગ્ર કુટુંબને કેદ કર્યું. પાછળથી બે મુસ્લિમ સરદારો અને ગોંડળના ભાંકુંભાએ વચ્ચે પડી કુટુંબને મુક્ત કરાવ્યું અને રુદ્રજી હંમેશ માટે જૂનાગઢ છોડી પોરબંદર જઈ રહ્યો. નાની ઉંમરને કારણે ચારે બાજુએથી ઊભરાતી ધાંધલોને પહોંચી વળવા નવાબની તાકાત નહોતી. એનો રાજ્યાભિષેક થયો કે થોડા જ સમયમાં એનાં ફોઈસાહેબા સુલતાનબીબીએ કેટલાક અરબોની મદદથી એને અટકાયતમાં લઈ ઉપરકોટમાં કેદની દશામાં રાખ્યો અને પોતાના પૌત્ર મુઝફ્ફરખાનને નવાબ તરીકે જાહેર કરી દીધો. આ તકનો લાભ લેવાનો સમીમુંજપુરના બાબીકુટુંબના જવાંમર્દખાને વિચાર કર્યો અને

સૈયદો ખૂબ દીર્ઘજીવી સમજાય છે—એ નોંધપાત્ર વસ્તુ છે, કારણ કે કાઝી જલાલુદ્દીનથી નાસિરમિયાં ૨૮ મા છે, જ્યારે સૈયદ સિકંદરથી સૈયદ અમીરમિયાં ૧૭ મા છે.

જૂનાગઢ આવી શહેર કબજે કર્યું અને પોતાના પુત્રને ઉપરકોટના ઘેરા ઉપર મૂકી ગયો. આમાં સફળતા ન મળી. ગોંડળના ભાગ્કુંભાની યુક્તિથી જવાંમર્દખાને જૂનાગઢમાં દખલ કરવાનું જતું કર્યું.[૫] એણે દીર્ઘદૃષ્ટિ વાપરી ફોઈના સકંજામાંથી મહોબતખાનને છોડાવ્યો અને મુઝફ્ફરખાન અને એના ભાઈ ફતેહખાનને રાણપુરની જાગીર આપી ફોઈને ત્યાં રહેવાની વ્યવસ્થા કરી આપી. આરંભમાંથી જ આવી ધાંધલ થવાને લઈ અરબ લશ્કરીઓના પગાર ચૂકવવા નાણાંની ખેંચ પડી તે ખેંચ ૩૫૦૦૦ જામશાહી કોરીથી પૂરવા ભાકુંભાએ ધીરાણ કર્યું અને બદલામાં ધોરાજી સહિત ઉપલેટા પરગણું નવાબ પાસેથી મેળવ્યું. આ રકમ કાંઈ પૂરી પડે એમ નહોતી જ, તેથી નવાબે લશ્કરને આસપાસ લૂંટો ચલાવવાનો છૂટો દોર આપ્યો. આ રીતે જોરતલબી મેળવવામાં નવાબનું વર્ચસ તો આસપાસના પ્રદેશો ઉપર જામ્યું, પરંતુ એમાંથી મળેલાં નાણાંથી પણ અરબોના પગારોનું દેવું ભરપાઈ થઈ શક્યું નહિ, એટલે ઉપરકોટનો કિલ્લો અરબોએ કબજે લઈ લીધો. આ મોકો જોઈ ફોઈસાહેબા સુલતાનબીબીએ વેરાવળનો કિલ્લો કબજે કરી લીધો. આ તક છે એમ ગણી માંગરોળના કાઝી શેખમિયાંએ અને મલેક શાહબુદ્દીને વેરાવળ[૬] ઉપર હલ્લો કરી કિલ્લો કબજે કર્યો અને સુલતાનબીબીને ત્યાંથી તગેડી મૂકી. પાટણ પણ આ વખતે માંગરોળના કાઝીઓના હાથમાં આવી ચૂક્યું હતું.

---

૫. His. of Kathi. : પૃ. ૧૩૩

૬. વેરાવળનો કિલ્લો નવાબ બહાદુરખાનના adherent નિયામતખાન લોદીએ બંધાવેલો, જેની સં. ૧૮૨૪ (ઈ. સ. ૧૭૬૭) માં અમરજીએ મરામત કરાવેલી; Tarikhi Sorath, પૃ. ૬૩.

માંગરોળનું એક જવાહીર આ જ સમયે સૌરાષ્ટ્રના ઇતિહાસ-પટ ઉપર આગળ આવ્યું. માંગરોળના કુંવરજી નાણાવટીનો૭ ૧૮ વર્ષનો પુત્ર અમરજી માંગરોળમાં કાંઈ ધંધોધાપો ન મળવાથી જૂનાગઢમાં આવ્યો અને નવાબ મહોબતખાન પાસે નોકરીની માગણી કરી. નવાબે કહ્યું : 'અરબોએ ઉપરકોટ કબજે કર્યો છે; જો વાઘેશ્વરી દરવાજાનો કબજો મેળવી આપી શકો તો જરૂર નોકરી આપું.' જુવાન અમરજી ત્યાંથી સીધો પોરબંદર ગયો અને ત્યાંથી પગારથી અરબોનું એક નાનું સૈન્ય લઇને વાઘેશ્વરી દરવાજા ઉપર

૭. શિવજીનો શ્રીપત, શ્રીપતનો વૈકુંઠ, વૈકુંઠનો ગોપાલજી, ગોપાલજીનો પ્રાગજી, અને પ્રાગજીનો કુંવરજી. કુંવરજી શેખનો પ્રતિનિધિ-દેસાઈ હતો, અને એ કુવેતર તેમજ સાદી જમીન ધરાવતો હતો. એની પાસે ફરુખશિયર સુલતાન તરફથી પૂર્વજોને મળેલું 'બુઢા બાવા' નામથી જાણીતું સ્ફટિકનું શિવલિંગ હતું; Tarikhi Sorath, પૃ. ૫૩.

અમરજીના પૂર્વજો તળાજામાં આવી વસેલા તેમાં લાલા માંડણ ધનાઢ્ય અને શક્તિશાળી પુરુષ હતા. અમરજીના પિતા કુંવરજી તો માંગરોળમાં જ રહેતા હતા, એટલે વચ્ચેના પૂર્વજોમાં કોઈ માંગરોળમાં લશ્કરી કે એવી કોઈ કામગીરીએ આવી વસ્યા હશે. માતૃપક્ષે અમરજીનાં માતુશ્રી માળવાના સૂબેદાર દયારામ બહાદુરનાં પુત્રી વેણીકુંવર હતાં. દયારામ બહાદુરના કાકા રાજા ગિરધર બહાદુર અલ્લાહાબાદના સૂબા હતા તથા દાદા છબિલારામ બહાદુર આગ્રા તથા અલ્લાહાબાદના સૂબા હતા. રાજા છબિલારામ બહાદુરને ફરુખશિયરે એક રત્ન આપેલું, જે પરંપરાએ અમરજી પાસે આવેલું તેની જ દીવાન રણછોડજીએ જૂનાગઢમાં 'બુઢેશ્વર' (બુઢા બાવા) મહાદેવ તરીકે મંદિર બંધાવી સ્થાપના કરી; સૌ. ઇતિ. પૃ. ૩૪૨ની પાદટીપ.

ત્રાટક્યો અને વિજય પ્રાપ્ત કરી દરવાજો મહોબતખાનને હવાલે સોંપ્યો. પોરબંદરથી આવેલા સાથીદાર સાલમિન જમાદારે ઉપરકોટમાં જવાનો માર્ગ પણ ખોદી કાઢયો અને બંડખોર અરબોને સમજાવી અડધો પગાર આપવાનું કબૂલાવી ઉપરકોટનો હવાલો પણ નવાબ મહોબતખાનને આપ્યો.

આ પછી બે વર્ષે ઈ. સ. ૧૭૬૪માં બીજું કામ અમરજીને વેરાવળનો કબજો કરવાનું સોંપવામાં આવ્યું. સુંદરજી દેસાઈ અને બીજા નાગરોને પક્ષમાં લઈ શેખમિયાંએ વેરાવળમાં મજબૂત કબજો જમાવ્યો હતો. એના ઉપર રાણા સુલતાનજીએ ઘેરો ઘાલ્યો ત્યારે મૂંઝાઈને રાણા સાથે સુલેહ કરી એનો અધિકાર પણ સ્વીકાર્યો હતો. આમ વેરાવળ-પાટણ પરગણા ઉપર એ વખતે જૂનાગઢ-માંગરોળ-પોરબંદર ત્રણની સંયુક્ત સત્તા જાણવામાં આવી છે (સૌ. ઇતિ. પૃ. ૩૪૩). પણ શેખમિયાં માથાભારે હોઈ વેરાવળનો સંપૂર્ણ કબજો મેળવવા અમરજીને જવાનું કહેવામાં આવતાં એણે નવાબને પણ સાથે આવવા કહ્યું અને સૈન્ય સાથે ચોરવાડ અને વેરાવળ વચ્ચે આવેલા આદરી ગામમાં નવાબનો મુકામ નખાવી, જમાદાર અબ્દુલ્લાખાનને સાથે લઈ કિલ્લાની પશ્ચિમ બાજુએ નવાબનો વાવટો લહેરાવી દીધો. એ વખતે જમાદાર વાહદીઉદ્દીન પણ સિંધીઓને લઈ દરિયા તરફથી અમરજીની મદદે ચડી આવ્યો. આ વખતે થયેલી લડાઈ નવાબી ફોજને પણ ભારે પડી જાય એવી થઈ, પરંતુ અંતે વિજય થયો અને શેખમિયાં અને મલેક શાહબુદ્દીન ત્યાંથી પાટણ થઈ દીવ તરફ નાસી ગયા, પણ સુંદરજી દેસાઈ પકડાઈ ગયો. આ સમયે કુનેહ વાપરી સુંદરજી દેસાઈનાં ઘરનાંને અમરજીએ માનમરતબા સાથે બચાવી લીધાં. વળતે દિવસે નવાબનો વેરાવળમાં વિજયપ્રવેશ કરાવ્યો. પાછળથી સુંદરજી દેસાઈને

મુક્ત કરાવ્યો. એના વંશજો પોરબંદરમાં છે (સૌ. ઇતિ. પૃ. ૩૪૩ની પાદટીપ). અત્યાર સુધીની અમરજીની કામગીરી ફોજદારી પૂરતી હતી, મુલ્કી અને ન્યાયખાતામાં નહિ.૮

શેખમિયાં એ સમયનો શક્તિશાળી શાસક યોદ્ધો હતો અને મહત્ત્વાકાંક્ષી હતો, તેથી નજીકનાં તેમજ મધ્ય સૌરાષ્ટ્રનાં સ્થાનો સુધી પહોંચી જોરતલબી મેળવતો હતો. એને દબાવવાનું કામ નવાબે અમરજીને સોંપ્યું. સં. ૧૮૨૭ (ઈ. સ. ૧૭૭૧) માં અમરજી માર્ગમાં મહિયારી બગસરા દિવાસા અને સીલના કિલ્લા કબજે કરી માંગરોળ ઉપર કૂચ કરી આવ્યો. માંગરોળને પાધર એના ઇતિહાસમાં આ એક ભારે મહત્ત્વની અને નિર્ણાયક લડાઈ હતી. શેખમિયાંએ ભારે સબળ સામનો આપ્યો અને અમરજીના સૈનિકોને ભારે પડી જાય તેવી સ્થિતિમાં મૂકી દીધા, પરંતુ અંતે સંધિ માટે અમરજીના જ કાકા જીભાઇ નાણાવટીને મોકલ્યા અને પરાજય વહોરી અડધાં પરગણાં નવાબને પાછાં સોંપી દીધાં.૯ માંગરોળ પાસે આ આળામાં મોટી રિયાસત થઈ ગઈ હતી. અને રણછોડજી નોંધે છે તેમ એના સમયમાં તો ૮ ગામ બાંટવા સાથે જોડી દેવામાં આવ્યાં હતાં છતાં ૨૮૧ ગામ માંગરોળના વહીવટ નીચે હતાં.૧૦

૮. Tarikhi Sorath, પૃ. ૧૪૭-૪૮

૯. એજન, પૃ. ૧૫૧-૫૨. રણછોડજીએ આ પૂર્વે નોંધ્યું છે કે ખાગેસરી નીચેનાં મોટા ભાગનાં ગામ પોરબંદર-માંગરોળ સાથે જૂનાગઢની સહિયારી માલિકીનાં છે. કાઝીની સેવા બદલ મલિક મુહમ્મદ સિંધીને ખાગેસરી જાગીરમાં આપવામાં આવેલું; પૃ. ૫૦-૫૧. એ જ રીતે બાંટવા પરગણાનો મોટો ભાગ પોરબંદર-માંગરોળનો સહિયારો હતો; પૃ. ૫૧.

૧૦. એજન, પૃ. ૫૧

જે વર્ષે માંગરોળના શેખમિયાંને નમાવ્યો તે જ વર્ષે અમરજીના પિતા કુંવરજી નાણાવટી ગુજરી ગયા. અમરજીની ચડતીના પણ આ ઉચ્ચ દિવસો હતા. અમરજીની આ તેજસ્વિતા અનેકને સાલતી હતી. ગોંડળના ભા'કુંભાને પણ અમરજીનો ભારે ભય હતો તેથી જ્યારે પણ મોકો મળે ત્યારે એ નવાબ મહોબતખાનના કાન ભંભેરતો હતો. આ સ્થિતિમાં નવાબને ભય લાગવા લાગ્યો. પરિણામે એણે જૂનાગઢમાં અમરજી આવતાં દુર્લભજી અને ગોવિંદજી એ બે ભાઈઓ સાથે અમરજીને કેદ કરી લીધો અને જમાદાર સાલમિનનું ખુન કરાવી નાખ્યું. પાંચ માસ પછી ૪૦૦૦૦ જામશાહી કોરી દંડ લઈ મુક્ત કરી દીધો. અમરજી જૂનાગઢ છોડી જેતપુર જઈ વસ્યો.

શેખમિયાંએ આ તકનો લાભ લીધો અને ઈ.સ. ૧૭૭૪માં માંગરોળના પ્રદેશમાં ફરી માથું ઊંચક્યું. એને શિકસ્ત આપવા નવાબ મહોબતખાન ભીસ ખોજાને મદદમાં લઈ જાતે માંગરોળ ઉપર ચડી ગયો, પણ કારી ફાવી નહિ, એટલે હવે અમરજી યાદ આવ્યો. અમરજીને કહેણ મોકલતાં જ અમરજી બીજાં રજવાડાંનાં આવેલાં નિમંત્રણોનો સ્વીકાર ન કરીને, માંગરોળ નજીકની નવાબની છાવણીમાં આવી પહોંચ્યો. જ્યારે શેખમિયાંના સાંભળવામાં આવ્યું કે તરત જ એણે જાતે આવી મેળવેલી લૂંટ અને દંડ આપી કાયમની ખંડણી આપવી સ્વીકારી લીધી.૧૧

ઈ. સ. ૧૭૭૫માં નવાબ મહોબતખાન મરણ પામ્યો. અમરજીએ એના ૮ વર્ષના પુત્ર હામિદખાનનો રાજ્યાભિષેક કર્યો. બીજે વર્ષે અમરજી જ્યારે કચ્છ વાગડમાં મોરબીના

૧૧. એજન, પૃ. ૧૫૮–૫૯ અને ભારત રાજ્યમંડળ, પૃ. ૫૭

જાડેજા વાઘજીની વિનંતિથી પળાંસવાનો કિલ્લો અને કેરિયાં-નગર કબજે કરવા ગયેલો ત્યારે ફરી શેખમિયાંએ માથું ઊંચકયું હતું. એની ખબર પડતાં અમરજીએ પોતાના નાના ભાઈ દુર્લભજીને મોકલી આપ્યો. દુર્લભજી પોતાના લશ્કર સાથે સીલ જઈ થોભ્યો, એ દરમ્યાન અમરજીનાં પત્નીનું સં. ૧૮૩૪ (ઈ. સ. ૧૭૭૭)ના જેઠ વદિ ૨ ને શનિવારે મૃત્યુ થયું. ચતુર શેખમિયાંએ ખરખરાને બહાને જૂનાગઢ આવી અમરજી પાસે માફી માગી અને પૂર્વવત્ સંબંધ ચાલુ થયા.

અમરજીએ સમગ્ર સૌરાષ્ટ્રમાં અનેક રજવાડાંઓ પર લશ્કરી મદદથી તેમજ સલાહસૂચનાથી સબળ ધાક જમાવી હતી. ભા'કુંભા જેવા એનાથી બીતા હતા. એનો તેજોદ્વેષ કરનારાઓએ બાળ નવાબ હામિદખાનના કાન ભંભેર્યા જ કર્યા હતા. ઈ. સ. ૧૭૮૪ના માર્ચની ૬ ઠ્ઠી તારીખે હોળીના તહેવાર નિમિત્તે રાજમહેલમાં નિમંત્રણ આપી નવાબના માણસોએ અમરજી જેવા જૂનાગઢ રાજ્યના સબળ સંસ્થા-પકને દગાથી એના ૪૩ મે વર્ષે મારી નાખ્યો, અને એના નાના ભાઈ દુર્લભજીને અને પુત્ર રણછોડજીને કેદ કર્યા.

શેખમિયાંનું પણ આ જ વર્ષમાં મૃત્યુ થયું હતું. એના જીવનની નોંધપાત્ર વસ્તુ તો એ છે કે, આ પૂર્વે જોયું તે પ્રમાણે, એણે ઈ. સ. ૧૭૬૨માં વેરાવળનો કિલ્લો નવાબની ફોજ પાસેથી કબજે કરી લીધો હતો અને પોતાના બળ ઉપર જ ચોરવાડ કેશોદ કોડીનાર આળિયા-હાટીના ખાંટવા વગેરે ઉપર જોરતલબી નાખી પોતાની સત્તા સ્વીકારાવી હતી. એનું અમરજી પાસે ઊપજતું નહોતું અને તેથી જ એની સામે વેરાવળના કિલ્લાનો સખત બચાવ કર્યા છતાં

૧૨. ભારત રાજ્યમંડળ, પૃ. ૧૯૦

એ ટકી શક્યો નહોતો અને પછી ઈ. સ. ૧૭૭૧માં માંગરોળ પરગણાનો અડધો ભાગ નવાબને સુપ્રત કરવાની ફરજ પડી હતી. ઈ. સ. ૧૭૭૩માં પોરબંદરના નવીબંદર ઉપર એણે ઘેરો ઘાલ્યો હતો અને પોતાનું થાણું બેસાડ્યું હતું, અને પોરબંદરના રાણાએ જોરતલબી આપવાનું કબૂલ કર્યો પછી પોતાનું થાણું ઉપાડ્યું હતું. ઈ. સ. ૧૭૭૬માં સરસિયા ઉપર ચડાઈ કરી ફતેહ મેળવી હતી અને ઈ. સ. ૧૭૭૯માં પાટણનો કિલ્લો તથા પરગણું તાબે કરી ૧૪-૧૫ વર્ષ સુધી પોતાના કબજામાં રાખ્યાં હતાં. એણે દીવ સુધી કૂચ કરી હતી અને ત્યાંના માંડવીના કિલ્લાના દરવાજાનાં બારણાં લાવી માંગરોળના બહારના કોટના ઉત્તર બાજુના દરવાજાને ચડાવ્યાં હતાં, જેને લઈ અત્યાર સુધી એ "માંડવી દરવાજો" તરીકે જાણીતો છે. એ ગુજરી ગયો ત્યારે હજી પાટણ પરગણું માંગરોળની સત્તા નીચે હતું એ નોંધપાત્ર છે.[૧૨]

અહીં એક બીજો નોંધપાત્ર બનાવ બને છે. આ સમયે મોરારરાવ ગાયકવાડ અને રૂપાજી સિંધિયા ગોહીલવાડમાં ચોથ ઉઘરાવવા આવ્યા હતા. રૂપાજી અમરજીનો ચાહક હતો. એણે અમરજીના ખૂનનું સાંભળતાં એ ધસી આવ્યો અને ધંધુસર પાસે મુકામ કર્યો. એણે નવાબ પાસે અમરજીના ખૂનનું કારણ માગ્યું અને પકડેલાં સગાંઓને તાકીદે છોડી મૂકવા હુકમ કર્યો. નવાબ એ વખતે રંગમહાલમાં અરબોની નજરકેદમાં હતો. બીજી તરફ ભાવનગરના વખતસિંહજીએ મહુવામાં જૂનાગઢનું થાણું હતું તે ઉખેડી નાખ્યું અને લોલિયાણા પાતણા અને સાલડીને

૧૩. Tarikhi Sorath, પૃ. ૧૭૭-૭૬

કબજો કરી લીધો. મૂંઝાયેલા નવાબે દુર્લભજી, રણછોડજી, શામળદાસ દેસાઈ અને રુદ્રજીને મુક્ત કરી રઘુનાથજીને દીવાનગીરી આપી. આ વખતે નવાબ ઉપર અમરજીનું ૬૦ લાખ જામશાહી કોરીનું લેણું હતું તેની મોરારરાવ ગાયકવાડ સમક્ષ પતાવટ થઈ, જેને પરિણામે કરજ વ્યાજ સહિત પૂરું ન ચૂકવાય ત્યાંસુધી ઊના દેલવાડા માંગરોળ સીલ અને દિવાસાનાં પરગણાં દીવાન-કુટુંબને ગીરો આપવામાં આવ્યાં. વળી અમરજીએ વેરાવળ અને કુતિયાણાના કિલ્લા જીતી આપેલા હતા એના બદલા તરીકે હળિયાદ સંસાણ આંતરોલી અને અખોદર ગરાસમાં આપવામાં આવ્યાં, જેને અમરજીના ખૂનના બદલામાં ગણવાં; ઉપરાંત એના પુત્રોને માંગરોળ અને સૂત્રાપાડા પરગણાંઓમાથી પાંચ ગામ પણ ગરાસમાં આપવામાં આવ્યાં. પણ માફી આપવાનું કામ બાકી હતું તે રણછોડજીએ મોરારરાવ ગાયકવાડ સમક્ષ જઈ આપી ત્યારે મરાઠાઓ જૂનાગઢમાંથી ખસ્યા. એ વખતે મરાઠા સરદારોએ રણછોડજીનું ભારે દબદબાથી સંમાન કર્યું હતું; મોરારરાવ સો પગલાં આગળ આવી રણછોડજીને લેવા આવ્યો હતો. ઉપરના સમાધાનમાં કુતિયાણાનો કિલ્લો દીવાન ગોવિંદજીને, ઊના અને માંગરોળનાં પરગણાં દીવાન દુર્લભજીને, વેરાવળ દીવાન રઘુનાથજીને અને સૂત્રાપાડા સામળજી માંકડને (અમરજીના સાળાને) આપવામાં આવ્યાં હતાં.[૧૩]

નવાબ હામિદખાનના દરબારની રાજખટપટનો આ દીવાન કુટુંબ સારી રીતે ભોગ થઈ પડયું અને ઘડી સત્તા ઉપર અને ઘડી સત્તા વિનાના એવી પરિસ્થિતિમાં ઘણો સમય પસાર થઈ ગયો; પોતાને મળેલાં પરાગણાં અને ગામોના ગરાસની પણ લગભગ અસ્તવ્યસ્તતા થઈ રહી.

૧૪. His. of Kathi, પૃ. ૧૫૯

માંગરોળમાં શેખમિયાંના પુત્ર શેખ બદરુદ્દીન ગાદીએ આવ્યા ને થોડા જ સમયમાં પાટણના અને બીજા કાઝીઓએ માંગરોળમાં હુલ્લડ કર્યું અને ઈ. સ. ૧૭૯૧માં ચોરવાડ ઉપર ચડાઈ કરી. આ પહેલાં ઈ. સ. ૧૭૮૭માં માળિયાના આલિયા પિઠાયત હાટી સાથેની લડાઈમાં ચોરવાડનો સંઘજી રાયજાદો મરાયો એટલે છાયાથી બદલી પોરબંદરમાં રાજધાની કરી હતી તે રાણા સુલતાનજીએ દરિયામાર્ગે ચોરવાડ આવી કબજો લીધો અને રાયજાદાના સૈનિકોના ચડેલા પગાર ચૂકવી આપ્યા. વેરાવળ ખાલી પડયું હતું એટલે રાણાએ ઈ. સ. ૧૭૮૮માં કબજે કર્યું અને માંગરોળના શેખ સાથે વેર કર્યું. રાણા પાસેથી રઘુનાથજી અને દુર્લભજીએ વેરાવળનો કબજો લીધો હતો. પછી એ બેઉને વેરાવળથી દૂર કરવા નવાબે વેરાવળ ઉપર ચડાઈ કરી ત્યારે શેખે જૂનાગઢને મદદ કરી.૧૪ પછી સં. ૧૮૪૭ (ઈ. સ. ૧૭૯૧)નો સુડતાળો' દુકાળ પડયો ત્યારે આરબોએ માંગરોળ વગેરે ઉપર ભારે જુલ્મ કર્યા. એ પછી ઈ. સ. ૧૭૯૩માં જૂનાગઢ તરફથી પાટણ ઉપર ચડાઈ કરવામાં આવી અને પટણીઓની મદદથી શેખ બદરુદ્દીન વતી ત્યાં રહેતા અબ્દુલખાલિક અને શેખમહમ્મદને દૂર કરી રણછોડજીને હાથે માંગરોળની સત્તા ત્યાંથી ઉખેડી નાખવામાં આવી.૧૫ ઈ. સ. ૧૭૯૪માં પોરબંદરના રાણા અને માંગરોળના શેખ વચ્ચે એકબીજા સામે હથિયાર ન ઊંચકવાના કરાર થયા. ઈ. સ. ૧૭૯૭માં માળિયાના હાટી અને જૂનાગઢ વચ્ચે યુદ્ધ થયું તેમાં બંનેએ માંગરોળની મદદ માગી હતી. ઈ. સ. ૧૭૯૮માં માંગરોળના શેખે જામ-જોધપુર ઉપર હલ્લો કર્યો હતો, પણ મેરામણ ખવાસના વચ્ચે પડવાથી

---

૧૫. **Tarikhi Sorath,** પૃ. ૬૭-૬૮

ઘેરો ઉઠાવી લેવામાં આવ્યો હતો. ઈ. સ. ૧૮૦૭માં મજમુ પરગણાંનાં ગામોની વસૂલાતના વિષયમાં જૂનાગઢ માંગરોળ વચ્ચે કરાર થયા, અને રાણા કંડોરણા ઉપર મકરાણીઓએ હુલ્લો કર્યો હતો ત્યારે રાણાએ માંગરોળની મદદ માગી હતી. ઈ. સ. ૧૮૦૮માં કર્નલ વોકરનો સૌરાષ્ટ્રમાં પ્રવેશ થયો અને એણે સૌરાષ્ટ્રના રાજવીઓની પેશકશીઓના વિષયમાં ચોક્કસ બંધારણ બાંધી આપ્યું તેમાં માંગરોળના શેખને પણ કેટલીયે વાર નિમંત્રણ આપ્યું હતું. શેખ બદરુદ્દીનની એ સમયે સારી પ્રતિષ્ઠા હતી તેથી રજવાડાં એની મદદની અપેક્ષા રાખતાં. રણછોડજીએ માંગરોળ–જૂનાગઢ–ગોંડળ વચ્ચે ત્રિપક્ષી સંધિ કરી એકબીજાના સહાયક થવાના કરાર કર્યા હતા એ નોંધપાત્ર છે. પોરબંદરના રાણા સામે એના કુંવરે કરેલા તોફાનમાં રાણાને તેમજ કેવદરાનો રાયજાદો વારંવાર તોફાન કરતો હતો તેને દબાવવામાં ગોંડળને માંગરોળે સારી સહાય કરી હતી.

ઈ.સ. ૧૮૧૫માં શેખ બદરુદ્દીન મરણ પામતાં એમના પુત્ર શેખ બાવામિયાં ગાદીએ આવ્યા. એના સમયમાં ચારે બાજુથી માંગરોળ રાજ્યની સીમા ખૂંચવાતી ગઈ; પોરબંદરના રાણાએ પણ ખંડણી આપવી બંધ કરી. ઈ.સ. ૧૮૨૩માં બાવામિયાં અપુત્ર ગુજરી જતાં નાના ભાઈ શેખ બડામિયાં ગાદી ઉપર આવ્યા. બીજે વર્ષે ચિખોરની લડાઈમાં એનો બનેવી જલાલુદ્દીન માર્યો ગયો. ઈ.સ. ૧૮૩૪–૩૫માં સિબંદીના જમાદારોએ પગારના લેણા માટે તોફાન કર્યું હતું. બીજે વર્ષે લેણું ચૂકવી એ લોકોને નોકરીમાંથી છૂટા કરવામાં આવ્યા. ઈ.સ. ૧૮૪૬માં મકરાણીઓએ માંગરોળ ઉપર ધાડ પાડી રાજમહેલ લૂંટચો. આનું વળતર અંગ્રેજ એજન્સીએ જૂનાગઢ પાસેથી અપાવ્યું એ સૂચક છે. ઈ.સ. ૧૮૪૮

માં માંગરોળના મુસલમાન ઘાંચીઓ રિસાયા હતા તેઓનું મનામણું કર્યું અને ઈ.સ. ૧૮૫૦–૫૧માં માંગરોળના મહાજને ગામ છોડી હિજરત કરવાનું કર્યું હતું ત્યારે સમાધાન કરી મનાવી લેવામાં આવ્યું હતું. આ પછી જ્યારે નવાબ હામિદખાન અને એના નાના ભાઈ મહોબતખાન વચ્ચે ગરાસ સંબંધી ઝઘડો પડચો હતો ત્યારે સમાધાનમાં મહોબતખાન તરફથી શેખ બડામિયાંએ જામીનગીરી આપી હતી. ઈ.સ. ૧૮૫૬માં ગીગલા મૈયોએ જૂનાગઢ સામે બહારવટું ખેડચું હતું. ગીગલો મૈયો અને એના સાથીદારો માંગરોળની હદમાં આવતાં પકડમાં આવી ગયા હતા અને માર્યા ગયા હતા. આનું વેર વાળવા ગીગલાના સગાઓએ માંગરોળને ભારે પજવણી કરી હતી.

માંગરોળને માટે ઈ. સ. ૧૮૬૪નું વર્ષ એ માટે નોંધપાત્ર છે કે એ વર્ષમાં ન્યાયની કોર્ટ સ્થપાઈ. ૧૮૭૪ માં બડામિયાં ગુજરી જતાં એના મોટા પુત્ર શેખ બાપુમિયાં ગાદીએ આવ્યા. આ દયાળુ શેખના સમયમાં મહત્ત્વનો કોઈ બનાવ બન્યો નથી. એ ઈ.સ. ૧૮૭૯ માં ગુજરી જતાં નાના ભાઈ હુસેનમિયાંને ગાદી મળી. માંગરોળના શેખોમાં વધુમાં વધુ ઉદાર અને દયાળુ એ આ હુસેનમિયાં. એમની સગીર અવસ્થાને કારણે અંગ્રેજ એજન્સીએ માંગરોળનો વહીવટ સાંચવ્યો હતો, એ એ રીતે સૂચક છે કે માંગરોળ રાજ્ય જૂનાગઢનું ખંડિયું ગણાતું હતું છતાં જૂનાગઢની સીધી દખલ માંગરોળને નહોતી. શેખોએ શેખમિયાં પછી જૂનાગઢનું ઉપરીપણું કદી માન્ય રાખ્યું નહોતું. હુસેનમિયાંના સમયમાં માંગરોળ રાજ્ય ઘણું નાનું થઈ ચૂકયું હતું. રણછોડજીએ માંગરોળ પરગણા નીચે ૨૮૧ ગામ નોંધ્યાં છે તેને સ્થાને સ્વાંગ અને ૨૦ જૂનાગઢનીફોજદારી અને માંગરોળની

દીવાનીવાળાં રહ્યાં હતાં. આ કેટલો બધો હ્રાસ ! પરંતુ માંગરોળ શહેરને નવા સુધારાનો લાભ મળ્યો તે તો હુસેનમિયાંના સમયમાં જ. બંદરનો સારો વિકાસ એમને કારણે જ. એમને કારભારી છોટાલાલ શિવજી નામનો એજન્સીનો દફ્તરદાર મળ્યો હતો તેણે માંગરોળનું રાજકીય બંધારણ નવી પદ્ધતિનું બાંધી આપ્યું તે છેક ઈ.સ. ૧૯૪૭માં રાજ્યપલટો થયો ત્યાંસુધી અવિરત રીતે ચાલ્યું. ઈ.સ. ૧૯૦૭માં હુસેનમિયાં અપુત્ર ગુજરી જતાં એમના નાના ભાઈ જહાંગીરમિયાંને ગાદી મળી. એમના સમયમાં એ નોંધપાત્ર વસ્તુ તે ઈ.સ. ૧૯૧૨માં કોરોનેશન હાઇસ્કૂલની સ્થાપના અને ઈ.સ. ૧૯૨૩ માં ભારે દુકાળ વખતે લંબોરા ગામ પાસે નોળી નદી ઉપરનો બંધ. ઈ.સ. ૧૯૪૧માં નિવૃત્ત થતાં એમના બાહોશ અને લોકપ્રિય પુત્ર અબ્દુલખાલીક ગાદીએ આવ્યા. એના સમયમાં માંગરોળની જે સમૃદ્ધિ હતી તે એમના ૧૯૪૩ માં કસમયના મૃત્યુ પછી નાસિરુદ્દીનમિયાંના સમયમાં ખતમ થઈ ગઈ. અને એની મૂર્ખાઈથી ૧૯૪૭માં સત્તાપલટા વખતે ભારત સાથે કરાર કર્યા પછી છટકતાં માણાવદરના નવાબ સાથે એને ત્રણ વર્ષ પોરબંદરમાં સંપૂર્ણ અટકાયતમાં રહેવું પડ્યું અને મુક્ત થયે સદાને માટે ભારત છોડી દેવું પડ્યું.

જહાંગીરમિયાંના સમયમાં નાનો પણ એક મહત્ત્વનો બનાવ બન્યો તેનો પરિચય આપી આ પ્રકરણની સમાપ્તિ કરીશું.

શેખમિયાંએ માંગરોળમાં મુસ્લિમ સત્તા નવી જમાવી નહોતી; શરૂમાં મહમૂદ ગઝનવીએ થોડા સમય માટે કોઈ મુસ્લિમ હાકેમ મૂક્યો હતો, જેને ઉઠાડી મૂકવામાં આવ્યો હતો, છતાં મુસ્લિમ વસાહતીઓ સ્થિર થતા ચાલ્યા હતા.

માં માંગરોળના મુસલમાન ઘાંચીઓ રિસાયા હતા તેઓનું મનામણું કર્યું અને ઈ.સ. ૧૮૫૦–૫૧માં માંગરોળના મહાજને ગામ છોડી હિજરત કરવાનું કર્યું હતું ત્યારે સમાધાન કરી મનાવી લેવામાં આવ્યું હતું. આ પછી જ્યારે નવાબ હામિદખાન અને એના નાના ભાઈ મહોબતખાન વચ્ચે ગરાસ સંબંધી ઝઘડો પડયો હતો ત્યારે સમાધાનમાં મહોબતખાન તરફથી શેખ બડામિયાંએ જામીનગીરી આપી હતી. ઈ.સ. ૧૮૫૬માં ગીગલા મૈયોએ જૂનાગઢ સામે બહારવટું ખેડયું હતું. ગીગલો મૈયો અને એના સાથીદારો માંગરોળની હદમાં આવતાં પકડમાં આવી ગયા હતા અને માર્યા ગયા હતા. આનું વેર વાળવા ગીગલાના સગાઓએ માંગરોળને ભારે પજવણી કરી હતી.

માંગરોળને માટે ઈ. સ. ૧૮૬૪નું વર્ષ એ માટે નોંધપાત્ર છે કે એ વર્ષમાં ન્યાયની કોર્ટ સ્થપાઈ. ૧૮૭૪ માં બડામિયાં ગુજરી જતાં એના મોટા પુત્ર શેખ બાપુમિયાં ગાદીએ આવ્યા. આ દયાળુ શેખના સમયમાં મહત્ત્વનો કોઈ બનાવ બન્યો નથી. એ ઈ.સ. ૧૮૭૯ માં ગુજરી જતાં નાના ભાઈ હુસેનમિયાંને ગાદી મળી. માંગરોળના શેખોમાં વધુમાં વધુ ઉદાર અને દયાળુ એ આ હુસેનમિયાં. એમની સગીર અવસ્થાને કારણે અંગ્રેજ એજન્સીએ માંગરોળનો વહીવટ સાંચવ્યો હતો, એ એ રીતે સૂચક છે કે માંગરોળ રાજ્ય જૂનાગઢનું ખંડિયું ગણાતું હતું છતાં જૂનાગઢની સીધી દખલ માંગરોળને નહોતી. શેખોએ શેખમિયાં પછી જૂનાગઢનું ઉપરીપણું કદી માન્ય રાખ્યું નહોતું. હુસેનમિયાંના સમયમાં માંગરોળ રાજ્ય ઘણું નાનું થઈ ચૂક્યું હતું. રણછોડજીએ માંગરોળ પરગણા નીચે ૨૮૧ ગામ નોંધ્યાં છે તેને સ્થાને સ્વાંગ અને ૨૦ જૂનાગઢનીફોજદારી અને માંગરોળની

દીવાનીવાળાં રહ્યાં હતાં. આ કેટલો બધો હ્રાસ ! પરંતુ માંગરોળ શહેરને નવા સુધારાનો લાભ મળ્યો તે તો હુસેન-મિયાંના સમયમાં જ. બંદરનો સારો વિકાસ એમને કારણે જ. એમને કારભારી છોટાલાલ શિવજી નામનો એજન્સીનો દફતરદાર મળ્યો હતો તેણે માંગરોળનું રાજકીય બંધારણ નવી પદ્ધતિનું બાંધી આપ્યું તે છેક ઈ.સ. ૧૯૪૭માં રાજ્ય-પલટો થયો ત્યાંસુધી અવિરત રીતે ચાલ્યું. ઈ.સ. ૧૯૦૭માં હુસેનમિયાં અપુત્ર ગુજરી જતાં એમના નાના ભાઈ જહાંગીર-મિયાંને ગાદી મળી. એમના સમયમાં એ નોંધપાત્ર વસ્તુ તે ઈ.સ. ૧૯૧૨માં કોરોનેશન હાઇસ્કૂલની સ્થાપના અને ઈ.સ. ૧૯૨૩ માં ભારે દુકાળ વખતે લંબોરા ગામ પાસે નોળી નદી ઉપરનો બંધ. ઈ.સ. ૧૯૪૧માં નિવૃત્ત થતાં એમના બાહોશ અને લોકપ્રિય પુત્ર અબ્દુલખાલીક ગાદીએ આવ્યા. એના સમયમાં માંગરોળની જે સમૃદ્ધિ હતી તે એમના ૧૯૪૩ માં કસમયના મૃત્યુ પછી નાસિરુદ્દીનમિયાંના સમયમાં ખતમ થઈ ગઈ. અને એની મૂર્ખાઈથી ૧૯૪૭માં સત્તાપલટા વખતે ભારત સાથે કરાર કર્યા પછી છટકતાં માણાવદરના નવાબ સાથે એને ત્રણ વર્ષ પોરબંદરમાં સંપૂર્ણ અટકાયતમાં રહેવું પડ્યું અને મુક્ત થયે સદાને માટે ભારત છોડી દેવું પડ્યું.

જહાંગીરમિયાંના સમયમાં નાનો પણ એક મહત્ત્વનો બનાવ બન્યો તેનો પરિચય આપી આ પ્રકરણની સમાપ્તિ કરીશું.

શેખમિયાંએ માંગરોળમાં મુસ્લિમ સત્તા નવી જમાવી નહોતી; શરૂમાં મહમૂદ ગઝનવીએ થોડા સમય માટે કોઈ મુસ્લિમ હાકેમ મૂક્યો હતો, જેને ઉઠાડી મૂકવામાં આવ્યો હતો, છતાં મુસ્લિમ વસાહતીઓ સ્થિર થતા ચાલ્યા હતા.

ઈ.સ. ૧૩૦૦ (વિ.સં. ૧૩૫૬)માં અલપખાન સો. પાટણ ઉપર ધસી આવ્યો ત્યારે પાટણના સોમનાથ મંદિરનો બીજીવારનો ધ્વંસ કરી પાછો વળતાં એણે અલ્લાઉદ્દીન તરફથી માંગરોળ ઉપર મુસ્લિમ શાસન મૂક્યું હતું. જે પણ પાછળથી દૂર કરવામાં આવ્યું હતું. એ પછી મહમ્મદ તઘલખે માંગરોળને પોતાની સત્તા નીચુ લીધું હતું, એ પણ થોડા સમય માટે. ઈ.સ.૧૩૭૫માં સૈયદ સિકંદર અને ઇઝ-ઉદ્-દીને માંગરોળ લીધું, ને સાચા અર્થમાં મુસ્લિમ શાસન શરૂ થયું. ઈ.સ. ૧૩૮૨-૮૩માં સૌથી પહેલી 'રહેમત મસ્જિદ' ગામ બહાર તળાવના વાયવ્ય ખૂણે બંધાઈ ત્યારે એનો બંધાવનાર જે કાઝી-ઉલ્-કુત્બ હતો તે હકીકતે શહેર-કાઝી હતો, જે સમયે સૈયદ સિકંદર વતી મલિક ગોહર માંગરોળનો વહીવટ કરતો હતો.

માંગરોળમાં આમ છતાં છેક મહમૂદ ગઝનવીના સમયથી સૈયદો પણ આવી વસ્યા હતા અને પછીના મંગરોળીશાહ પીર એવા જ એક સૈયદ હતા, જે પાછળથી સોમનાથ પાટણ ગયેલા, જ્યાં હિ.સ. ૬૯૯ (ઈ.સ. ૧૩૦૦)માં એ બેહસ્તનશીન થયા. મહમ્મદ તઘલખના આગમન સાથે તુર્કો પણ આવ્યા હતા અને માંગરોળ શહેર તેમજ ધીમે ધીમે આસપાસનાં ગામડાંઓમાં સ્થિર થયા હતા.[૧૬] અને ઈ.સ. ૧૩૭૫માં ઇઝ-ઉદ્-દીન અને સૈયદ સિકંદર માંગરોળમાં સત્તાધારી થયા

---

૧૬. શેહપા=સેંપું, નાદરખાની=નાંદરખી, નગીચાના=નગીચાણું, આચક=આજક, ચખવા=ચાંખવું, જરિયનવાલા=જરિયાવાડ, શેરિયાખાન=શેરિયાખાણ, ફિરગટા=ફ્રંગટું, સીલ વગેરે નામો તુર્કી મૂળનાં છે. આ માહિતી સૈયદ ખુશ્તર સાહેબ-માંગરોળ પાસેથી મળી છે.

ત્યારથી તિરમિઝી સૈયદો અને પીર મકદુમ જહાંનિયા સાહેબને કારણે બુખારી સૈયદો પણ આવી વસ્યા. ઈ.સ. ૧૩૮૮માં ઇલિહાસે મલિક અહેમદની યાદમાં માંગરોળમાં મસ્જિદ બંધાવી હતી તે અહમદ ચિશ્તીઓના વડવા લાગે છે અને ઈ.સ. ૧૭૪૯માં મરાઠાઓના બાર વર્ષના શાસન પછી માંગરોળનો કિલ્લો ફરી હસ્તગત કરનારા શેખમિયાંના પિતા શેખ ફખ્રુદ્દીન અને શેખમિયાંના સાથી મલિક શાહબુદ્દીન અનુક્રમે માંગરોળના શેખોના અને ચિશ્તીઓના—ખાસ કરી મલિક અવટંકવાળા૧૭ કુટુંબના—વડવા લાગે છે. આમ શેખ-કાઝી મલિક-ચિશ્તીઓ અને તુર્કોની માંગરોળના શહેરીઓ દરજ્જે અને તિરમિઝી સૈયદોની મુસ્લિમ સમાજના ધર્મગુરુઓ લેખે માંગરોળ સાથે આત્મીયતા હતી. ઇસ્લામી બનાવેલી સ્થાનિક કોમોમાં ઘાંચી કોમ અને સિપાઈ રાઠોડ કોમ આ એ જ ધ્યાન ખેંચે છે. માંગરોળમાં આ બધી પ્રજા એકંદરે સંપસલાહથી જ જીવી છે, નહિતર માંગરોળના કોટમાં ઈશાન ખૂણે કાઝીવાડો, અગ્નિખૂણે કાઝી ફળિયું (જૂનું સુલેમાની ફળિયું-જો કે પાછળથી અહીં વાણિકોની જ વસ્તી

---

૧૭. શાહજહાંની હિ. સ. ૧૦૫૬ (૧૭૪૩) ની મહોરવાળા ફર્માનમાં મલિક મહમ્મદ સેખાને ઓલવાવ મીઠીવાવ તથા આરેતનાં ખેતરો મળ્યાનું જાણવામાં આવ્યું છે. આ મલિક મહમદ સેખાના વંશજ અત્યારે પણ હયાત છે. મારા વડીલના એક મિત્ર બેહસ્તનશીન અકબરમિયાં દાદામિયાં એમનાથી નવમા પુરુષ હતા. એમના પુત્ર દાદામિયાં હયાત છે.

(જહાંનિયા પીરમાં) સૈયદ સિકંદર બિન મસઉદની કબરની બાજુમાં બીજી કબર છે તે એમના સસરા મલિક રાજુ ઉર્ફે ગોહરની છે. જુઓ વિશેષ માટે ખંડ ૩ જાની ૧૩ મી પાદટીપ.

થઈ ગઈ હતી-એક ઘર મસ્તાની-મસ્જિદ પાસે અરણનું, એની પાછળ ગૂંદીતળા નજીક કોટની રાંગ ઉપર ખતીજા બૂનો કૂવો, એક ચીનાઈ વણિકના મકાનની બાજુમાં પટણીઓનું અને એક પઠાણ સિપાઈનું નાગરવાડામાં, વાયવ્ય ખૂણે સૈયદવાડો અને એની દક્ષિણે અડીને ગ્રિસ્તીવાળો, આ સિવાયનો બધો ભાગ હિંદુ પ્રજાથી ભરચક હતો; જૈન દેરાસર તો સાતસો વર્ષથી પણ વધુ જૂનું હશે. વૈષ્ણવ અને શૈવ મંદિરો-માતાનાં મંદિરો કોટમાં તેમજ કોટ બહાર પણ વિકસ્યાં છે તે વિકસ્યાં ન હોત. માંગરોળ રાજ્યમાં ઈ.સ. ૧૮૫૦-૫૧માં મહાજનનું રિસામણું થયેલું તે ગોવધ કે એવા કોઈ ધાર્મિક પ્રશ્નને લીધે હતું, જેનું પાછળથી સમાધાન થઈ ગયું હતું. માંગરોળમાં હિંદુ-મુસ્લિમ બધી મસ્જિદોની નજીક અમુક વારની હદમાં વાદ્યો ન વગાડે અને મુસ્લિમો માંગરોળ રાજ્યની હદમાં ગોવધ ન કરે આ વર્ષોજૂની પરંપરા હતી. જહાંગીરમિયાંએ ૧૯૩૩માં એવો હુકમ કર્યો કે હિંદુઓ મસ્જિદ પાસે વાદ્યો વિના રોકટોક વગાડે અને મુસ્લિમો ગોવધ ખુશીથી કરી શકે. પ્રજા—ન મુસ્લિમ, ન હિંદુ—આ કરવા માગતી હતી. આ વિષય રાજહઠની હદે પહોંચ્યો અને એમાં રાજ્ય વિરુદ્ધ ભારે અણગમો ઊભો થયો. નવ માસ સુધી શાળાઓ બંધ રહી, પ્રજાએ સત્યાગ્રહ જેવાં આંદોલનોનો આશ્રય તેમજ હિજરત કરી જવા સુધીનું પણ વિચારેલું. અંતે સમાધાન થયું અને જૈસે-થેની પરિસ્થિતિ જહાંગીરમિયાંને અંગ્રેજી શાસકોના દબાણથી લાવવી પડી. બીજી રીતે જહાંગીરમિયાં શાણા અને લોકપ્રિય રાજવી હતા. એમનામાંની ઊણપ એમના પાટવી શેખ અબ્દુલખાલિકે દૂર કરી હતી.

ઐતિહાસિક તેમજ ભૌગોલિક દૃષ્ટિએ માંગરોળને છેલ્લાં બે હજાર વર્ષની કારકિર્દી છે. માંગરોળ નજીક પૂર્વે ચાર માઈલ ઉપર નોળી નદીના પશ્ચિમ કાંઠે કામનાથનું સુપ્રસિદ્ધ શિવમંદિર અગિયારમી-બારમી સદીમાં પાશુપત સંપ્રદાયનું મહત્ત્વનું ધામ હતું, તો ત્યાંનો પદ્મકુંડ એટલો જ જૂનો એક તીર્થસ્થાન બની રહ્યો છે;૧૮ એવો જ ત્યાંથી દક્ષિણમાં અડધાએક માઈલ ઉપર બે હજાર વર્ષથી પણ જૂનો ભાદ્રેચા નાગના સ્થાનને અડીને આવેલો ભાદ્રેચા બંધ અને એમાથી પૂર્વ કાંઠા તરફ કાઢેલી 'સારણ'ની નહેર —આ પ્રાચીન સ્થાનો છે. માંગરોળથી પૂર્વમાં ભાદ્રેચા તરફ જતાં બે માઇલ ઉપર આવેલો જયસ્તંભ કોઈક ઐતિહાસિક યુદ્ધનો નિર્દેશ કરે છે. એની દીવાલ ઉપર ત્રણ સ્થળે વસરા અને દક્ષિણ બાજુ જાલા કે ઝાલા એવા શબ્દોમાંથી કશું જ પકડી શકાતું નથી. પથ્થરોના બાંધણી અને અક્ષરોનો મરોડ જોતાં છસ્સોએક વર્ષ ઉપર થયેલા કોઈ વિજયનું આ જયસ્તંભ સ્મારક હોવાનું કહે છે.૧૯

---

૧૮. જુઓ આ પૂર્વે ખંડ ૧ની ૧૨ મી પાદટીપ. આ સ્થળેથી પાંચ પાંખડીના પુષ્પની, ઉપરના લંબ ગોળાકાર ઉપર, છાપવાળા-તળેથી નાની અંથિવાળી ચપટ સપાટીના કાંકરા અને શંકુઆકારના ધારે જાણેકે પડનો વીંટો હોય તેવાં પૂંઠ ભાગે અણી જેવો ભાગ અને મુખની સપાટીએ ગૂંચળાનો આકાર આપતા બારેક ઇંચથી લઈ આઠેક ઈંચના વ્યાસના પથ્થરો-ના રૂપના 'ફોસિલ્સ' મળે છે.

૧૯. શેખ શ્રીજહાંગીરમિયાંના સમયમાં ઉપરથી તૂટી ગયેલા આ સ્તંભની ઈ.સ. ૧૯૩૪ માં મરામત કરી હતી, એની નવી આરસની તકતી દક્ષિણની દીવાલે માથોડાથી જરા ઊંચે મધ્યમાં લગાવી છે.

માંગરોળને ઉગમણે દરવાજે કામનાથના માર્ગે ડાબે હાથે આવેલા તળાવની પાળ ઉપર જૂનાં મંદિરોના અવશેષો મળી આવે છે. સંભવતઃ એ અવશેષો કોઈ વિશાળ મઠ-મંદિરોના જણાય છે. એ ક્યારે કોણે બંધાવ્યાં હશે એનો કોઈ પુરાવો મળતો નથી. બંદર નજીક પીર મકતુમ જહાંનિયાં સાહેબના રોજાની પાછળની એક વાવ નજીક એક નાનો મકરબો છે તેનાં નાનાં પગથિયાં ઉપરની નાની છતમાં એક સુમધુર કોતરકામની આકૃતિ સ્પષ્ટ હિંદુ મંદિરનો અવશેષ હોવાનો ખ્યાલ આપે છે; પણ પ્રાચીન ભાગ ક્યાંથી ત્યાં મૂકવામાં આવ્યો છે એ પકડવું મુશ્કેલ બની ગયું છે.

સ્વરાજ્ય પ્રાપ્ત થયા પછી માંગરોળનું એક રાજ્ય તરીકે અસ્તિત્વ સર્વથા નાબૂદ થઈ ગયું છે અને એક નાનો તાલુકો બની રહ્યો છે. રાજ્ય વખતના વેપારમાં સ્ટીમરોની અઠવાડિયામાં બે વાર આયાત હતી તેમાં અને ઉત્તેજનના અભાવે ઉદ્યોગોમાં ભારે ઓટ આવતાં લોકો કોટના વિસ્તારને ખાલી કરી ગયા છે. સંખ્યાબંધ મકાનો ખાલી પડ્યાં છે, તો સંખ્યાબંધ મકાનોનો કાટમાળ વેચવાનિમિત્તે તોડી નાખવામાં આવ્યાં છે. હમણાં હમણાં તેલ-ઘાણાઓનો ઉદ્યોગ નજીકના વેપારીઓએ વસવાટ કરી સાધ્યો છે, અને માંગરોળને અગ્નિ ખૂણે ત્રણ માઈલ ઉપર શારદાગ્રામ જેવા અદ્યતન વિદ્યાધામની સ્થાપના થવાથી અનેક લોકો આવતા થયા છે તેથી ઉન્નતિ તરફ માંગરોળ પગરણ માંડી રહ્યું છે. સ્ટેશન કેશોદ ૧૬ માઈલ દૂર છે તેની સાથે જ અત્યારે મુખ્ય વ્યવહાર છે. માંગરોળ પોરબંદર અને માંગરોળ વચ્ચેના દરિયાકાંઠાના ધોરી માર્ગ ઉપર મહત્ત્વનું કેંદ્ર છે. એનું બંદર પણ સમગ્ર સૌરાષ્ટ્રિય બંદરોમાં વધુમાં વધુ

સહેલું થોડા જ ફેરફારથી સુરક્ષિત થઈ શકે તેવું છે, એટલે એક બાજુ એના બંદરનો વિકાસ કરવામાં આવે તો અને એને રેલવેથી કોઈપણ દિશાથી સાંધી લેવામાં આવે તો એની ફલદ્રુપ અને ખુશનુમા તંદુરસ્ત ભૂમિ એના આજના આકર્ષણને અનેક ગણું વધારી દે એમ છે. એનાં કેળાં, સરગવાની સીંગ, પોપૈયાં, સફેદ જાંબુ, અને ખાસ તો એની કેસર કેરી, સમગ્ર ભારતને જ નહિ, પરંતુ અરબસ્તાન–આફ્રિકાને ખેંચતી હતી તે આજે યુરોપ–અમેરિકાને પણ ખેંચવાની શક્તિ ધરાવે છે.

જૂના મુસાફરોએ એની હાથીદાંત અને સુખડની પેટીઓ અને એની નજીકના લાબર કૂવાના ઉચ્ચ પ્રકારના 'રૂ'ની તારીફ કરી હતી,[૨૦] પણ એ આજે છેલ્લાં ૧૦૦ વર્ષોમાં ક્યાંય અદૃશ્ય થઈ ગયાં છે. જમીનનું વળું જ જાણેકે બદલાઈ ગયું છે. આ ભૂમિ નંદનવનની છે; એની પથ્થરની ભાઠોમાં અમૃત ભર્યું છે. બહારકોટના પૂર્વ અને ઈશાન–ઉત્તર ભાગની સમૃદ્ધ બગીચાવાળી વંડીઓ અને ૩૦ વર્ષમાં ઉગમણી સીમમાં લાંબે સુધી કેવળ ભાઠાંની જમીન હતી તેમાં આજે સુંદર બગીચાઓ—એની કેસર કેરીનો પાક આપનારા આંબાઓથી ભરેલા—જોવા મળે છે. એ ભૂમિ એની પૂર્વ જાહોજલાલી થોડી જ મહેનતે પ્રાપ્ત કરી શકે એમ છે.

---

૨૦. Bom. Gaz., Vol. VIII, પૃ. ૫૪૫

## ૪. ઉપસંહાર

અહીં સુધીમાં મોટે ભાગે રાજકીય ઇતિહાસની દૃષ્ટિએ પ્રાપ્ત થતી હકીકત સંકલિત કરીને આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. વર્ષાનુપૂર્વી તરફ આ રીતે સભાનતા રાખી છે અને મુખ્યત્વે માંગરોળને કેંદ્રમાં રાખવામાં આવ્યું છે, અને સંબંધિત સ્થળોના ઇતિહાસની મળતી સાંકળો જોડવાનો નમ્ર પ્રયાસ કરવામાં આવ્યો છે. અહીં "ઉપસંહાર-"માં સાસ્કૃતિક દૃષ્ટિએ થોડો પણ મહત્ત્વનો વિચાર રજૂ કરવામાં આવે છે.

એવી દંતકથા પ્રચલિત છે કે માંગરોળના દરબારગઢની દક્ષિણે આવેલું નવપલ્લવ પાર્શ્વનાથનું દેરાસર રાજા કુમારપાળ સોલંકી(ઈ. સ. ૧૧૪૨-૭૩)એ બંધાવેલું હતું; રાજમહેલમાંથી દેરાસરમાં આવવા માટે એક ભૂગર્ભમાર્ગ પણ હતો. આ હકીકતને અત્યાર સુધીમાં કોઈ ઐતિહાસિક પીઠબળ મળ્યું નથી, એટલું જ નહિ, કુમારપાળ ખરેખર માંગરોળમાં આવ્યો હતો એ પણ કહેવું મુશ્કેલ છે. એટલું અવશ્ય ખરું છે કે દેરાસરનું સ્થાન તેમજ જૈન ધર્મસ્થાનો માંગરોળમાં જૂના સમયથી હશે જ. સં. ૧૨૫૩ (ઈ. સ. ૧૧૯૭)ના આષાઢ સુદિ ૪ શનિનો લેખ ધરાવતી એક મૂર્તિ શ્રીસુવ્રત સ્વામીની જાણવામાં આવેલી, જે માંગરોળની રાવળી મસ્જિદ પાસેથી ખોદકામમાં મળી આવી નોંધાઈ છે : "सं. १२५३ वर्षे अषाढ सुदि ४ शनौ ठ० चाचिगउ महं वच्छराजेन आत्मश्रेयोर्थं श्रीमुनिसुव्रतस्वामिप्रतिमा (२) कारिता प्रतिष्ठिता च श्रीदेवभद्रसूरिशिष्यैः श्रीजिनचन्द्र-

भा० हर्षूपुत्र दो० भीमा भा० सूल्हीसुत दो० सोवा भा० मटूपुत्र कान्हप्रमुख कुटुंबयुतेन स्वश्रेयोर्थं श्रीसुमतिनाथबिंबं कारितं प्रतिष्ठितं तपागच्छनायकश्रीलक्ष्मीसागरसूरिभिः ।[४]
અહીંના દેરાસરની પેઢીના ઉત્તર બાજુના ચોકમાં એક ચતુર્વિંશતિ-જિનપટ્ટ દીવાલમાં જડી દીધેલો જોવામાં આવ્યો છે. ઉપરથી ખંડિત થયેલા આ શિલાપટ્ટની નીચેની બેસણીમાં:
सं १४०२ वर्षे वैशाखवदि ५ बुधे उसवालज्ञातीय ऊंवरनगर-वास्तव्य वटकीयकशापायां पूर्वपुरुष सांहणी नागुप्रभृतीनां स-(२) हलपुत्राणामात्मपूर्वजानां श्रेयसे श्रीगिरिनारमहातीर्थे श्री-खंगारविजयराज्ये राजश्री झांझाप्रतिपत्तौ साह पद्मसी (३) सुत मं० वीराकेन चतुर्विंशतिपट्टः कारितः पूर्णिमागच्छीयश्रीजिन-प्रभसूरिशिष्यश्रीतिलकप्रभसूरिशि०श्रीधर्मतिलकसूरीणां उपदेशेन (४) [प्रतिष्ठितः] ।।[५]

સં. ૧૪૦૨ વૈ. વ. ૫ બુધ (તા. ૧૦-૫-૧૩૪૬) નો આ 'ચતુર્વિંશતિજિન શિલાપટ્ટ' હકીકતે તો ગિરનારતીર્થમાં શ્રી ઝાંઝાના અધિકારવાળા કોઈ સ્થાનમાં તૈયાર થયેલો અને પ્રતિષ્ઠા પામ્યો છે, ને પાછળથી માંગરોળના દેરાસરમાં આવી ગયો છે

જૈન સાધુઓને હાથે અહીં કવચિત્ નવી રચનાઓ, તો મોટે ભાગે ગ્રંથોની નકલો થયેલી જાણવામાં આવી છે સં. ૧૫૬૫ ચૈ. સુ. ૬ ગુરુવારે જ્ઞાનચંદ્રે 'વંકચૂલનો પવાડઉ રાસ' માંગરોળમાં રચ્યો છે.[૬] એમણે જ સોરઠના રત્ના-

૪. પ્રાચીન લેખસંગ્રહ-ભાગ ૧ લો (શ્રીવિજયધર્મસૂરિ-સંપાદિત), પૃ. ૧૩૨, મૂર્તિલેખનો અંક ૪૫૪

૫. Inscrip. of Kathi. : લેખ ૩૨, પૃ. ૭૩૭ માં. આ લેખની ૩ જી-૪ થી લીટી તૂટક છે. તા. ૨૪-૪-૬૭ ને દિવસે સવારે ૧૧ વાગ્યે આ પટ્ટ નવેસરથી મારા તરફથી વંચાઈને શુદ્ધ થયો છે.

ગરપુર (=મંગલપુર-માંગરોળ) માં સં. ૧૫૯૩ શ્રાવણ વદિ ૯ ગુરુએ 'વેતાલપચીસી'૭ રચી છે: "સોરઠ મંડળ માહિ જે પુર રતનાગર નામ। શ્રીનવપલ્લવ સાનીધઇં કીધ કતોહલ ઠામ. ૪૭." સં. ૧૫૯૭માં મંગલપુરમાં શ્રીનાગેંદ્રગચ્છના મુનિ લાલા ચેલા નાકરની સાથે રહી વિનયપ્રભના 'ગૌતમ સ્વામીના રાસ' (ર સં. ૧૪૧૨) ની નકલ કરી છે;૮ તો એ જ ગચ્છના ભ૦ ગુણરત્નસૂરિપટ્ટે ગુણવર્ધનસૂરિશિષ્ય વા. લક્ષ્મીચંદે લોકપ્રસિદ્ધ એ જ મુનિ લાલા લ. ચેલા નાકર સાથે સં. ૧૫૯૬ ભા૦ શુ૦ ૧૩ રવિએ अद्येह श्रीमंगलपुरे उसवालज्ञातीय शाह सिणीयाभार्या-मानूवाइपुत्र कुंरपाल-पठनार्थं જ્ઞાનસાગરકૃત 'શ્રીપાલરાસ-સિદ્ધચક્રરાસ' (ર. સં. ૧૫૩૧) ની નકલ કરી છે.૯ અંચલવિધિગચ્છના ગુણનિધાન-સૂરિશિષ્ય સેવકે 'ઋભભદેવવિવાહલુ-ધવલબંધ' રચ્યો તેની નકલ એણે જ સં. ૧૫૯૭ આસો વદ ૨ શનિએ કરી છે:- साह सिणीयापुत्र कर्म्मसी कूरपालपठनार्थं.૧૦ અને સુપ્રસિદ્ધ જૈનાચાર્ય સમયસુંદરે શ્રીનવપલ્લવ પાર્શ્વનાથની ૫ કડીની ભાસ રચી છે તે માંગરોળના દેરાસરના શ્રીનવપલ્લવ પાર્શ્વનાથની.૧૧

માંગરોળના દેરાસરમાં વર્ષો ઉપર એક શિલાપટ્ટ જોવામાં આવ્યો હતો, જે સં. ૧૫૦૦ આસપાસનો હોવાનું સ્મરણ છે; એમાંના प्राग्वाटवंशीय श्रीमालीज्ञातीय એ શબ્દો મને

૬. જૈન ગુર્જર કવિઓ-ભાગ ૩, પૃ. ૫૪૩-૪૪
૭. „ પૃ. ૫૪૫-૪૬
૮. „ પૃ. ૪૧૬
૯. „ પૃ. ૪૮૮
૧૦. „ પૃ. ૫૮૩
૧૧. „ પૃ. ૮૭૧

ધ્યાન ખેંચનારા લાગ્યા હતા. 'પ્રાગ્વાટ' એ કુલનામ છે અને જ્ઞાતિ 'શ્રીમાળી' છે એ મને સૂચક લાગ્યું હતું. માંગરોળમાં શ્રીમાળી વણિકોની સારી વસ્તી રહી છે. આ બધા જ પોરવાડો જ અહીં 'શ્રીમાળી' વણિક તરીકે સમજાય છે. જૈનો તેમજ વલ્લભી વૈષ્ણવોમાં શ્રીમાળી વાણિયાઓ અહીં જોવા મળે છે. સંભવ છે કે જૈનોમાંથી જ કેટલાંક કુળો વૈષ્ણવ થયાં હોય. દસા સોરઠિયા વણિકો અહીં વૈષ્ણવ જ હતા, સોએક વર્ષ ઉપર પારેખ કુટુંબ જૈન થયું જાણવામાં આવ્યું છે. જૈનોમાં ઓસવાળ-પોરવાડનો વેલો અહીં રહ્યો નથી, તો કપોળ અને મોઢ પણ હવે નથી.

માંગરોળમાં શ્રીમાળી વણિકો સાથે શ્રીમાળી બ્રાહ્મણો પાછળથી આવેલા છે, જ્યારે દસા અને વીસા સોરઠિયા સાથે કંડોળિયા બ્રાહ્મણો આવી વસ્યા છે. ગિરનારાઓ પણ મુખ્યત્વે યજમાનોની સાથે આવેલા છે. પરંતુ નાગરો-નાગર બ્રાહ્મણો પણ જૂના સમયથી આવી વસેલા છે. પ્રથમ તો એઓ બહારકોટમાં શ્રીહાટકેશ્વર મહાદેવ અને શ્રી-સિદ્ધનાથ મહાદેવવાળા લત્તામાં સ્થિર થયા હતા. નજીકની જ ગોમતીવાવમાંથી શ્રીનરસિંહ મહેતાના વયોવૃદ્ધ કાકા પરબત મહેતા ઉપર આ વાવમાંથી જ સં. ૧૫૦૧ (ઈ.સ. ૧૪૪૪)ના માગસર સુદિ ૯ ને સોમવારે શ્રીરણછોડરાયજીનું દશાંગુલ શ્યામ સ્વરૂપ એમને માથે પધારેલું. અહીં આવીને દીવના વાસુદેવ સલાટે દશાવતારવાળું કાળા આરસનું સુંદર સિંહાસન શ્રીપર્વત મહેતાને ભેટ આપેલું. આ બંને આજે કોટ-ચોગાન (રાવળી વાવ) પાસે શ્રીરણછોડરાયજીના મંદિરમાં બિરાજે છે. અને મહમૂદ બેગડાએ રા' માંડલિક ઉપર વિજય મેળવ્યો ત્યારે જૂનાગઢમાં રહેવાની મુશ્કેલી

જોઈ નરસિંહ મહેતાની પણ ઉત્તરાવસ્થા માંગરોળમાં ગઈ અને દેહાંત થતાં મકતુપુર દરવાજેથી સમુદ્ર તરફ જતા માર્ગને છેડે 'નરસિંહ સ્મશાન' (અત્યારે રબારીઓ જ એનો ઉપયોગ કરે છે તે) માં એનો અગ્નિદાહ થયો માનવામાં આવે છે. 'વૈષ્ણવ' અવટંકના નાગરગૃહસ્થો શ્રીપર્વતના વંશજો છે અને માંગરોળથી નીકળી જૂનાગઢ વગેરે સ્થળોમાં પ્રસર્યા છે. માંગરોળમાં વૈષ્ણવ નાણાવટી પછી વસાવડા છાયા બૂચ અવાશિયા-દેસાઈ ઊનાના-દેસાઈ જોશીપુરા વગેરે પણ આવી સ્થિર થયેલા, મુખ્યત્વે રાજકીય સેવાઓના ઉપલક્ષ્યમાં, તો ત્રવાડી પંડ્યા પાઠક વ્હોરા શુકલ અવટંકના નાગર બ્રાહ્મણો પણ યજમાનવૃત્તિને કારણે સ્થિર થયા. નાગર ગૃહસ્થો સુરક્ષિતતાની દૃષ્ટિએ માંગરોળના માંહ્યલા કોટમાં દક્ષિણે કોટનાથ મહાદેવ પાસે અંધારી વાવ નજીકમાં આવી વસ્યા. હિંદુઓની વસવાયા પ્રજાનો કેટલોક અંશ જૂનો પણ હશે, કેટલીક છેલ્લાં ચારસે પાંચસે વર્ષોમાં પણ આવેલી સંભવે છે, જે ઉત્તર બાજુ બહારકોટમાં મુખ્યત્વે વસેલી છે. માંહ્યલા કોટમાં જેઓનો વાસ હતો તે પ્રજા પ્રમાણમાં જૂની ખરી. સૈયદ સિંકદરના વંશજ બડી મેડીવાળા સૈયદો અને બુખારીઓ માંહ્યલા કોટના અંદરના વાયવ્ય ખૂણામાં, થોડા અરબ[૧૩]

[૧૨]. અરબોનો સંબધ ભારતવર્ષ સાથે જૂનો છે. ઈ. સ. પૂર્વથી અરબસ્તાન સાથે આ દેશનો વેપાર-સબંધ હતો. અરબોએ ઇસ્લામ સ્વીકાર્યા પછી ઈ. સ. ની ૮મી સદીથી સિંધ દ્વારા તેમજ સમુદ્ર દ્વારા અરબો આવ્યા કર્યા છે. વલભીપુરના મૈત્રકવંશની પડતીમાં અરબો કારણભૂત હોવાનું સ્વીકારાયું છે. પછી તો એક નેકી ઓલાદ તરીકે અરબ સૈનિકોની બેરખો પગારથી રજવાડાઓમાં રાખવામાં આવતી હતી. જૂનાગઢના ઇતિહાસમાં અરબ લશ્કરીઓનો પ્રસંગ

અવારનવાર આવે છે. માંગરોળમાં રાજ્ય પાસે તેમજ નગરશેઠ વગેરે પાસે અરબ સૈનિકોની બેરખો રક્ષણ માટે રહેતી હતી. એ અરબોના અવશેષો આજે માંગરોળમાં થોડા પણ છે. મારા એક વિદ્વાન મિત્ર જનાબ એ. આર. ખુશ્તર અરબ 'સુલેમાની' કુન્યતના છે; સારા શાયર છે. માંગરોળ રાજ્યમાં મહેસૂલી અધિકારી પદ સુધી પહોંચેલા રાજ-માન્ય અમલદાર અને શહેરી હતા; આજે વિદ્યોપાસનામાં પોતાનું જીવન વિતાવી રહ્યા છે. જે અરબો જાગીરદાર પણ હતા તે રજવાડાંઓ પાસેથી બહાદુરી માટે મળેલી જાગીરોને કારણે. જામનગર અને ભાવનગર રાજ્યોમાં આરબોનું એમની નિમકહલાલી માટે હમેશાં સારું માન રહ્યું હતું.

જનાબ ખુશ્તર સાહેબ તરફથી મળેલી માહિતી પ્રમાણે ચિશ્તી ખાનદાન ઈ. સ. ૧૩૭૫માં હઝરત મખદુમ સૈયદ સિકંદર બિન મસઉદ સાથે આવેલું હતું. આ ચિશ્તીઓ મલિક રાજુ ઉર્ફે મલિક ગોહરના વંશજો છે. જ્યારે સૈયદ સિકંદરને એ સમયે માંગરોળ સોંપવામાં આવ્યું ત્યારે એમણે માત્ર મક્તપુર (મખદુમપુર નવું ગામ વસ્યું તે) સ્વીકાર્યું અને માંગરોળ પરગણાનો વહીવટ પોતાના સસરા મલિક ગોહરને સોંપવામાં આવ્યો, એ મલિક ગોહરના પૂર્વજો માંગરોળમાં ઘણી પેઢીથી સ્થિર હતા. મલિક ગોહરના દેહાંત પછી સૈયદોએ માંગરોળ પરગણાનો વહીવટ સ્વીકારેલો અને એનો ખ્યાલ આપતા દસ્તાવેજો પણ કરી આપેલા માંગરોળના 'તાઈ' કુટુંબના મુસ્લિમો પાસે હજી સુધી સચવાયેલા છે. મલિક ગોહરની સમાંતર શાખાના મલિકો પણ ગરાસિયા છે. આ મલિકો અજમેરના ખાજા સાહેબના અનુયાયીઓ હોવાથી 'ચિશ્તી' કહેવાવામાં આવ્યા છે. મલિક ગોહરના વંશજોમાં મલિક જાફરના બે પુત્રો મલિક અલી અને મલિક ઇબ્રાહીમ હયાત છે, એમાં ઇબ્રાહીમને ચાર પુત્રો છે.

આ વિષયમાં જુઓ ખંડ ૩ જાની ૧૭ મી પાદટીપ પણ.

અને તુર્કો તેમજ બેલીમો પણ. એની દક્ષિણે નજીકમાં મલિક ચિશ્તીઓ અને ઈશાનખૂણે રાજમહેલની પૂર્વ અને માંહ્યલા કોટના અગ્નિખૂણે કાઝીઓ વસેલા. બહારકોટમાં દક્ષિણ ભાગે વસતી ઘાંચી પ્રજા, મેમણો, સુન્ની વહોરા, હજામો, રાઠોડ સિપાઈઓ, મીર, માછીમાર વગેરે તો હિંદુઓમાંથી પરિવર્તન પામેલી જૂની પ્રજા છે. દૂધનો ધંધો કરનાર મતવા (સુમા) કચ્છથી અને ખોજા પણ મોડેથી આવેલા છે. હિંદુ સલાટો બહારકોટમાં આથમણી બાજુએ હીંગળાજ માતા નજીક વસે છે. એ જૂના સમયથી હોવાની પૂરી શકયતા છે. ધોણિયા ધોબી માંહ્યલા કોટમાં અને ખેડુ ધોબીઓ બહારકોટમાં જૂના છે. કુંભારો પણ જૂના છે. ભોઈ લોકો કાઝીવાડામાં છે અને એ સુરત બાજુથી આવેલી હિંદુ પ્રજા છે. બૈરાં ઉચ્ચ વર્ણની પ્રજાનું ઘરકામ–પાણી વગેરે કરે છે, પુરુષ મકાનો-નું છોકામ અને કેટલાક કડિયાકામ કરે છે. રબારીઓ મોડેથી ગામડાંમાંથી આવી વસેલા છે. એ પ્રમાણે રામાનંદી સાધુઓ અને ગોસાંઈ અતીત બાવા (ગૃહસ્થો) પણ વસ્યા છે. બંદરકાંઠે હિંદુ ખારવાઓ વસેલા છે; આમાં થોડાં મુસ્લિમ થયેલાં કુટુંબ પણ છે. કોળીઓ મોડેથી થોડા આવીને વસ્યા છે. વાંઝા દરજી અને ખત્રી સુતારો જૂના લાગે છે; લુહરા માળીઓ અને તંબોળીઓ પણ; પરંતુ ગુજર અને લુહાર સુતારો મોડેથી આવેલા છે.

માંગરોળ જ્યારે પણ બંધાયું હોય, એની બાંધણી વાસ્તુશાસ્ત્રને બરોબર અનુસરીને થયેલી છે. સર્વતોભદ્ર નામના નગરપ્રકારની આ રચના હોઈ બરોબર મધ્યમાં ધર્મસ્થાન છે, જે રાવળી મસ્જિદના રૂપમાં આજે જોવામાં આવે છે. પરંતુ ૦॥ માઈલ × ૦॥ માઈલનો ૨'×૨'×૧'ના

માપના મજબૂત ભૂખરા પથ્થરનો બાંધેલો સુરેખ ઘાટીલો લંબચોરસ માપનો કિલ્લો હિંદુસમયનો છે, ને કદાચ ગોહીલોના સમય જેટલો જૂનો હશે

આ માંહ્યલો કોટ બરોબર સીધી દીવાલોનો હતો. એના પૂર્વ-પશ્ચિમના અને ઉત્તર દક્ષિણના દરવાજા એકબીજાની સામે આવે એવા હતા. અમરવિલાસ નજીકનો પૂર્વ દરવાજો અને બજાર ચોકનો પશ્ચિમનો ગાદીનો દરવાજો આજે નથી, આગળના વિશાળ ચોકમાત્ર સચવાઈ રહ્યા છે; જ્યારે ઉત્તર દક્ષિણના દરવાજાની કમાનો અદ્યાપિ સુરક્ષિત છે, પણ એ ઘણા જૂના સમયથી બંધ હતા. દક્ષિણ બાજુનો નાગરવાડાને છેડે આવેલો દરવાજો આજના ઘાંચીવાડામાં પડતો હતો–નાગરોના વસવાટથી બંધ કરી દેવામાં આવ્યો અને ત્યાં કોટનાથ મહાદેવની સ્થાપના થઈ. ગામ તરફનો ભાગ પુરાણને લઈ સારી રીતે ઊંચો આવી ગયો છે; તેથી અંધારીવાવને પણ નવા થર લઈ એની હાંસ ઊંચી કરવી પડી હતી. હવે તો એના ઉપર પણ દીવાલ ઊંચી કરી લેવામાં આવી છે. મહાદેવના પડથારથી દરવાજાની કમાન આઠેક ફૂટ જ હવે ઊંચી છે ને આડી દીવાલ કરી લેવામાં આવી છે. ઉત્તરનો દરવાજો અસલનો નષ્ટ થતાં નવો કરવામાં આવેલો તે રાજમહેલની ઉત્તર બાજુએ પથ્થર ભરી બંધ કરી દેવામાં આવેલો હતો, તે ત્યાં આ માંહ્યલા કોટની દીવાલની અંદરના ભાગમાં પાવરહાઉસ કરવામાં આવ્યું ત્યારથી જ ખુલ્લો કરવામાં આવ્યો છે. વિશાળ ભૂખરા મજબૂત પથ્થરોથી બંધાયેલી કોટની દીવાલ અને ફરતી ખાઈથી આ માંહ્યલો કિલ્લો સુરક્ષિત હતો. હિ. સ. ૮૦૫ (ઈ. સ. ૧૪૦૨–૩વિ. સં. ૧૪૫૯)માં ગુજરાતના સૂબા ઝફરખાનના સમયમાં કોટવાળા મૂસાએ કિલ્લાની દીવાલ

કરાવ્યાનો નિર્દેશ થયો છે તે કોટની બહારની ગડગડિયા ટોળા પથ્થરોની દીવાલ હોવાની સંભાવના છે.

નાગરોનો વસવાટ માંડવી દરવાજા અંદર છેક નરસિંહ મહેતાના કાકા પર્વતના સમયથી હતો એટલે બહારના કોટની દીવાલ ઈ સ ૧૪૦૨-૩ જેટલી જૂની હોવાની પૂરી શકયતા છે જ. એ રીતે પર્વત મહેતા ઉપર શ્રીરણછોડરાય પધાર્યા એ સં. ૧૫૦૧ (ઈ. સ ૧૪૪૫) પૂર્વે જ માંહ્યલા કોટની બહાર દક્ષિણ-પશ્ચિમ-ઉત્તર ભાગમાં વસાહતો સ્થિર થઈ ગઈ હતી જ; માત્ર માંહ્યલા કોટની પૂર્વની દીવાલની ઉત્તર દક્ષિણ સીધી લીટીનો પૂર્વનો ભાગ બિનવસાહતી પડયો હતો, જેમાં છેલ્લાં સો વર્ષમાં જ વસાહત શરૂ થઈ અને હજી પણ બાંધકામો થઈ ગયેલાં છતાં વસ્તી તદ્દન પાંખી જ છે.

માંગરોળના માંહ્યલા કોટ અને બહારના કોટની લશ્કરી દૃષ્ટિએ મહત્તા જોવા મળે છે. માંહ્યલા કોટના ચારે દરવાજાની અંદર અને બહાર નાળવાળી એક એક વાવ છે, જેવી કે અમરવિલાસના જૂના દરવાજાની અંદર કાઝીફળિયાની આમણિયાની વાવ અને બહાર પ્રાગજી ભીમજીની વંડીની અંદર બંબાવાવ, આથમણે દરવાજે અંદર સૈયદવાડાને નાકે સોઢળી વાવ અને બહાર દાણાપીઠને છેડે સરાણિયા વાવ, કોટનાથને દરવાજે અંદર અંધારી વાવ અને બહાર નવા ઘાંચીવાડાની વાવ, દરબારગઢના ઉત્તર દરવાજે રાજમહેલની નજીકની રાવળી વાવ અને બહાર વાઘેશ્વરી માતાની સામેની સીંદૂરિયા વાવ, બહારના કોટમાં પૂર્વ દરવાજે અંદર હીરામાળીના બગીચાની વાવ અને બહાર ભંગીવાસની વાવ,

દક્ષિણને અંદર દરવાજે અંદર ઊંટડીવાવ અને બહાર પાંજરા-પોળની ચાંપા વાવ, પશ્ચિમને મકતુપુર દરવાજે લાલપરામાં અંદર જૂના મદ્રેસાની આલાવાવ અને બહાર ગંગાઝરી વાવ, ઉત્તરને માંડવી દરવાજે અંદર ગોમતી વાવ અને બહાર વીકમવાવ; આ ઉપરાંત ઈશાન ખૂણે જૂની દીવાન ઑફિસ પાછળ રૂપી વાવ અને માંડવી દરવાજે દરવાજાથી વાયવ્ય ખૂણે જરા આગળ ચાલતાં અત્યારની હાઈસ્કૂલ પાછળ માતરી માતાની વાવ છે, જેમાં નાળમાં ઊતર્યા પછી જમણી બાજુ વળાંક લેતાં થોડાં પગથિયાં નીચે ડાબે હાથે નાનું ભોયરું છે તેમાં માતરી માતાનું સ્થાન છે. ગામથી અગ્નિ ખૂણે આવેલા એક નાના મેદાનની દક્ષિણે અપ્સરા માતાની પગથિયાંવાળી વાવ છે, જેમાં નાળમાં ઊતરતાં સામી દીવાલમાં સીંદૂર લગાડવામાં આવેલી પડદી છે તેને અપ્સરામાતા કહેવામાં આવે છે.

આજે માંહ્યલા કોટની દીવાલ માત્ર સૈયદવાડાને વાયવ્ય ખૂણેથી લઈ કાજીવાડાને અડી ખેડુ–ધોબીવાડા સુધી આવી તૂટી જાય છે; એટલી જ બચી છે: બહારના કોટની દીવાલ ચાર–પંચમાંશ ભાગની આમ હજી બચી રહી છે.

મકાનોની દૃષ્ટિએ માંહ્યલા કોટમાં સમૃદ્ધ લોકોનાં મકાનો પાંચ પાંચ માળનાં પણ જોવા મળે છે; જો કે નવાં મકાનો ત્રણેક માળથી ઊંચાં લેવામાં આવ્યાં નથી.

માંગરોળને એની મંદિર–સંસ્કૃતિ પણ છે. એની ગોમુખી ઘાટની વાવોની જે સાદાઈ છે તેવી જ સાદાઈ એનાં જૂનાં મંદિરોની છે. હાટકેશ્વર અને સુતારવાડામાં આવેલા નીલકંઠ મહાદેવમાં જૂનું શિલ્પસ્થાપત્ય અનુભવી શકાય; પરંતુ મંગળાજ હીંગળાજ શિકોતરી સિદ્ધનાથ વગેરે જૂનાં

મંદિર હોવા છતાં ઘરમંદિરો જેવાં જ છે. મંગળાજ માતા અને સિદ્ધનાથ મહાદેવ તો ભોંયરાંમાં છે. કોટનાથ મહાદેવને દરવાજાના બાજુના દોઢીના ઓટલા ઉપર જ પધરાવી નાનું સાદું મંદિર જ કરી લેવામાં આવ્યું છે. વાઘેશ્વરી સામુદ્રી લક્ષ્મીજી વગેરેનાં મંદિરો તો નવાં જ છે. અમરવિલાસ સામે અધ્યારુનું શિવમંદિર અને ભોઈલોકોનું શિવમંદિર નવાં છે. દેરાસર પ્રાચીન છે, જે વિશે આ પૂર્વે સૂચન થયું છે; નવા શાહપુર દરવાજે અંદરના ભાગમાં તો પચાસ–સાઠ વર્ષ ઉપર નવું દેરાસર કરવામાં આવેલું છે.

વૈષ્ણવી મંદિર એક પણ પ્રાચીન નથી. ગિરનારા બ્રાહ્મણોમાં ખાસ કરી કંસારિયા ભટ્ટ એમના યજમાન કંસારાઓ સાથે જૂનાગઢથી અહીં આવી વસેલા. એક પૂર્વજ શ્રીત્રિવિક્રમ ભટ્ટ અને એના વિદ્વાન પુત્ર શ્રીબાલકૃષ્ણ ભટ્ટ મથુરા પ્રદેશમાં જઈ રહેલા અને ત્યાં શ્રીવલ્લભાચાર્યજીના પાંચમા પૌત્ર શ્રીરઘુનાથજીના બાળકોને વિદ્યાભ્યાસ કરાવતા હતા. ત્રિવિક્રમ ભટ્ટ વૃદ્ધ થયા ને દેશમાં આવવાના થયા ત્યારે વિનંતિ કરતાં શ્રીરઘુનાથજીએ શ્રીગોપાલલાલ તથા શ્રીનટવરલાલનાં સ્વરૂપ અને પોતાનાં પાદુકા પધરાવી આપ્યાં. આજે 'ભટ્ટના મંદિર' તરીકે જાણીતા મંદિરમાં આ સ્વરૂપોની સેવા થાય છે. આ ભટ્ટનું કુટુંબ આમ પાંચમી ગાદીનું સેવક હતું તેથી શ્રીગોકુલચંદ્રમાજીનું સ્વરૂપ મળી આવે તો પધરાવવા ઉત્સુક હતું. માંગરોળના એક શ્રેષ્ઠી ગિરધર સુંદરજીને ત્યાં એક સુંદર સ્વરૂપ બિરાજતું હતું, એમના મકાનમાં ચોરી થતાં કોઈ એ સ્વરૂપ પણ ઉઠાવી ગયું અને આભૂષણો ઉતારી લઈ ગામ બહાર દક્ષિણ બાજુ પાંજરાપોળની જૂની ચાંપાવાવને છેક પાણીને પગથિયે મૂકી

દીધું. માંગરોળના એક હંસરાજ દેસાઈ દરરોજ ત્યાં નાહવા જાય તેમણે આ સ્વરૂપ જોયું ને પધરાવી લાવી ઘેર સેવા કરવા લાગ્યા. એમણે ભટ્ટના મંદિરવાળા વિદ્વાન ભટ્ટ સદાનંદને આ વાત કરી ત્યારે એમણે દર્શન કરી કહ્યું કે આ તો સુંદરજી શેઠને ત્યાંથી ચોરાઈ ગયેલું સ્વરૂપ છે. સદાનંદ ભટ્ટની માગણીથી એ સ્વરૂપ હંસરાજ દેસાઈએ એમને પધરાવી આપ્યું. એ સ્વરૂપ થોડું ખંડિત હોઈ ગ્વાલમંડળીમાં રાખવામાં આવેલું, પણ સં. ૧૯૩૩માં દ્વારકામાં જેમણે છપ્પનભોગ કર્યો હતો તે ગો. શ્રીમટ્ટુજી મહારાજ પધારતાં એમણે મંદિરમાં નાહી સેવા કરી ત્યારે આજ્ઞા કરી કે પુષ્ટિસંપ્રદાયમાં ખંડિત સ્વરૂપોની સેવાનો કોઈ બાધ નથી, એટલે એમણે પ્રથમ સેવા કરી આપી ત્યારથી એ ત્રણે સ્વરૂપોની સેવા એ મંદિરમાં થાય છે. શ્રીમાળી દેસાઈ કુટુંબ તરફથી આ સ્વરૂપ મળેલું હોઈ એ વૈષ્ણવ વણિક કુટુંબ આ સ્વરૂપ તરફ વિશેષ આદર અને ભક્તિભાવ રાખે છે, શ્રી. સુંદરજી શેઠના વંશજો પણ એટલો જ આદર રાખે છે.[૧૩] પુષ્ટિમાર્ગીય મંદિર તરીકે આ આમ જૂનું મંદિર છે.

બીજું અત્યારે સુપ્રસિદ્ધ મંદિર શ્રીગોકુલનાથજીનું છે. એ વિષયમાં જાણવામાં આવ્યું છે કે માંગરોળમાં શ્રીમાધવદાસ

૧૩. આ ભટ્ટ કુટુંબ પાસે પરંપરાથી વિદ્વત્તા ઊતરી આવી હતી. એક ભાડાચીઠી ઉપરથી માલૂમ પડી આવ્યું છે કે શ્રીબાલકૃષ્ણ સં. ૧૬૩૮ (ઈ. સ. ૧૫૮૨) માં હયાત હતા. આ કુટુંબના એક વિદ્વાન સુખાનંદ ભટ્ટને દામાજી અને પીલાજી ગાયકવાડ તરફની 'વેદમૂર્તિ'નો ઇલકાબ અને માંગરોળની ઉત્તરે માઈલ ઉપર આવેલા પ્રસિદ્ધ લાઅર કૂવા પાસે ૪૦ વીઘા જમીન બક્ષિસ મળેલી.

દેસાઈ કરીને કપોળ વણિક વૈષ્ણવ હતા અને શ્રીવલ્લભાચાર્યજીના ચોથા પુત્ર શ્રીગોકુલનાથજીની ગાદીના સેવક હતા.[૧૪]

શ્રી. માધવદાસ દેસાઈ એમની વૃદ્ધાવસ્થામાં છેલ્લે શ્રીગોકુલની યાત્રા કરવા ગયા ત્યારે એ વખતના ચોથી ગાદીના તિલકાયતશ્રીએ શ્રીબાલકૃષ્ણજીનું ગો. શ્રીગોકુલનાથજીનું ખેલવાનું સ્વરૂપ એમને પધરાવી આપ્યું, જેનું 'શ્રીગોકુલનાથજી' નામ કરી શ્રીમાધવદાસ દેસાઈ સેવા કરવા લાગ્યા. પોતે માંગરોળના મોટા રાજકર્મચારી હતા એટલે સેવામાં મુશ્કેલી ન પડે માટે ચોથા ઘરના જ સેવક ગિરનારા બ્રાહ્મણ—સુપ્રસિદ્ધ કલ્યાણ ભટ્ટજીના વંશજને સેવા માટે ગોકુલથી લઈ આવ્યા. એ વિદ્વાન બ્રાહ્મણ પોતાની સાથે શ્રીગુસાંઇજી વિઠ્ઠલનાથજીના સેવ્ય શ્રીમદનમોહનજી અને શ્રીમુકુંદરાયજી એ બેસ્વરૂપ તથા શ્રીગોકુલનાથજીનાં પાદુકા પણ પધરાવી લાવ્યા અને માધવદાસ દેસાઇને ત્યાં ઘર-

૧૪. એ દર પુરષોત્તમ માસમાં સંઘ કાઢી શ્રીનાથજીની યાત્રાએ જતા. વૃદ્ધાવસ્થા થતાં એમને થયેલી પ્રેરણા પ્રમાણે સવાલાખનાં શ્રી-આભુષણો લઈ શ્રીનાથજી પહોંચ્યા અને એનો ખંટો શ્રીજીના સાંનિધ્યમાં ભેટ કર્યો. મુખિયાજી ખંટો ખોલી જુએ છે તો એમાં તો સ્વામિનીજીનાં આભૂષણો હતાં. એ વખતના તિલકાયત મહારાજને આ વિશે એમણે જાણ કરી ત્યારે તિલકાયતશ્રીએ એ ખંટો શ્રી નાથજીના શય્યામંદિરમાં રાખવા આજ્ઞા કરી. બીજે દિવસે એક ગંગાબાઈ કરીને નર્તિકાને એ પહેરાવવામાં આવ્યાં અને એણે શ્રીનાથજી સમક્ષ નૃત્ય કર્યું અને ત્યાં જ થોડા સમયમાં એનો દેહાંત થયો. પ્રથમથી ઉતારી મૂકેલાં એ આભૂષણો અદ્યાપિપર્યંત શ્રીનાથજીના શય્યામંદિરમાં પેટીમાં રહે છે. શ્રીનાથજી તિબારીમાં પોઢે ત્યારે આ ખંટો શય્યાં પાસે રાખવામાં આવે છે.

સેવા કરવા લાગ્યા. માધવદાસ દેસાઈએ કાઢી આપેલા મકાનમાં આ સેવા ચાલુ રહી. પાછળથી અત્યારના મંદિરની જગ્યા પ્રાપ્ત કરવામાં આવી અને ત્રણેક પેઢીથી મંદિરમાં પધરાવી સ્વતંત્ર મંદિર તરીકે શ્રીગોવિંદજી અમરજી પંડ્યાએ સેવાનો આરંભ કર્યો. અત્યારે આ મંદિર જૂનાગઢના ગોસ્વામીઓના હક્કમાં ટ્રસ્ટ તરીકે ચાલુ છે.

સં. ૧૫૦૧ના માગસર સુદિ ૬ સોમવારને દિવસે નરસિંહ મહેતાના કાકા પર્વત મહેતા ઉપર પધારેલું શ્રીરણછોડરાયજીનું દશાંગુલ શ્યામ સ્વરૂપ બહારકોટ માંડવી દરવાજા અંદર ગોમતી વાવ નજીક અત્યારના રબારીવાડામાં આવેલા પર્વત મહેતાના મકાનમાં ઘરસેવામાં બિરાજતું હતું તે નાગરો કોટમાં વસવા આવતાં કોટમાં અત્યારના મંદિરમાં પધરાવવામાં આવ્યું અને પશવાળિયા મહેતા કુટુંબના ગિરનારા બ્રાહ્મણ સેવકને સેવા સોંપવામાં આવી. આ સેવા મર્યાદા કોટિની રાજા ઠાકોરની હતી. પોરબંદરનાં ગોસ્વામિની વિદુષી કવયિત્રી શ્રીશોભામાજી એક વાર માંગરોળ આવેલાં ત્યારે એમને હાથે સેવા પામી પુષ્ટિમાર્ગીય પ્રણાલી દાખલ થતાં આ પણ પુષ્ટિમાર્ગીય મંદિર બન્યું.[૧૫]

---

૧૫. તવારીખે સોરઠ(પૃ ૫૭)માં દીવાન રણછોડજી નોંધે છે તે પ્રમાણે શ્રીરણછોડરાયનું સ્વરૂપ જૂનાગઢ પધરાવી જવામાં આવ્યું હતું, જે માંગનાથ સ્ટ્રીટના અંદરના ભાગે શ્રીરણછોડજીના મંદિરમાં બિરાજે છે અને એ જ મહેતા કુટુંબના ગિરનારા સેવકોની સેવામાં છે. પરંતુ મને જણાયું છે કે અત્યારે માંગરોળ બિરાજતું સ્વરૂપ અસલ છે જે અત્યંત ઘસાઈ ગયેલું છે, જૂનાગઢનું સ્વરૂપ પ્રતિનિધિ સ્વરૂપ છે અને મોડાનું છે. વાસુદેવ સલાટે પર્વત મહેતાને આપેલું કાળા આરસનું સિંહાસન માંગરોળમાં જ મંદિરમાં સુરક્ષિત છે એ સૂચક વસ્તુ છે.

પુષ્ટિમાર્ગીય મંદિરોમાં ઘરસેવાના બહેનના મંદિરના શ્રીદ્વારકાનાથજીનું અને જેજેગોપાળિયા વૈષ્ણવોનાં શ્રીગોપાલલાલજીનાં પાદુકાનું અત્યારે મંદિરના રૂપમાં છે.

સામાન્ય વૈષ્ણવમાર્ગીય મંદિર બહારકોટમાં શ્રીલાલજી મંદિર છે, તો શ્રીરામમંદિર તરીકે કોટ ચોગાનમાં રાવળી વાવ ઉપર રામાનંદી સાધુઓનું છે. ખાખીબાવાઓનું હજારીમઠનું રામાનંદી મંદિર કોટબહાર પૂર્વમાં હીરામાગીની બાગ નજીક આવેલું છે, તો મકતુપુર દરવાજા બહાર પશ્ચિમે ખાખીમઢીનું મંદિર છે. માંઢવી દરવાજા બહાર શ્રીસત્યનારાયણનું મંદિર પચાસેક વર્ષ ઉપર નવું થયેલું છે. સરાણિયા વાવ ઉપરનું શ્રીરામમંદિર શ્રીરઘુનાથરાયના મંદિર તરીકે જૂનું છે.[૧૬]

શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયનું એક સ્થાન સરાણિયા વાવ નજીક સુતારવાડાને નાકે કરવામાં આવ્યું છે, પરંતુ એ નવું છે, પરંતુ મકતુપુર દરવાજા બહાર શ્રીસહજાનંદ સ્વામીનાં પગલાં છે તે સ્થાનની એ રીતે વિશિષ્ટતા છે કે ત્યાં શ્રીસહજાનંદ સ્વામી દોઢેક માસ સુધી રહ્યા હતા, અહીંથી જ નજીકના પાંચેક માઈલ ઉપરના લોએજ ગામમાં ગયા અને ત્યાં રામાનંદ સ્વામી પાસેથી એમણે દીક્ષા લીધી અને શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયના પ્રચારનો આરંભ કર્યો. માંગરોળ જેમ જૈનોની પંચતીર્થીમાંનું એક તીર્થ છે તે પ્રમાણે શ્રીસ્વામિનારાયણ સંપ્રદાયના સત્સંગીઓની પંચતીર્થીમાંનું એક તીર્થ છે.

માંગરોળની બહાર નૈઋત્ય ખૂણે દોઢેક માઈલ ઉપર પીર મકતુમ જહાંનિયાંનો મકરબો અને એની દક્ષિણે બાવન

૧૬. Tarikhi Sorath, પૃ. ૫૭ ઉપર 'રણછોડરાય' સાથે નોંધાયેલું છે.

સબૂરીની દરગાહ એ મુસ્લિમોનાં પવિત્ર સ્થાન છે અહીં દૂર દૂરથી યાત્રીઓ દર્શન માટે આવે છે. માંગરોળથી ઈશાન ખૂણે કેશોદના માર્ગ ઉપર લગભગ બે માઇલ ઉપર દાતારપીરનું સ્થાન છે તે પણ પવિત્ર સ્થળ તરીકે મુસ્લિમોમાં જાણીતું છે.

શિલ્પ-સ્થાપત્યની દૃષ્ટિએ જૂની મસ્જિદોમાં તો જુમા મસ્જિદ અને કોટના મધ્ય ભાગમાં આવેલી રાવળી મસ્જિદ અને રાવળી વાવ છે. આમાં હિંદુવાસ્તુશાસ્ત્રની પ્રધાનતા છે; અરબી-તુર્કી સ્થાપત્યપદ્ધતિ હજી પ્રવેશ પામી શકી નહોતી. મકાનોમાં કોટનાં ત્રણસેં ચારસેં વર્ષ જૂનાં વણિક મહાજનોનાં ખેતલફળિયું શેઠફળિયું વગેરેમાં થોડાં જ રહ્યાં છે. સૈયદવાડામાં પણ બડી મેડીવાળા સૈયદનાં મકાનોમાં જુનવાણીપણું જોવા મળે છે. પણ નોંધપાત્ર તો દરબારગઢમાં બે રાજમહેલ છે. આમાંનો ઉત્તર બાજુનો રાજમહેલ ચારસેંક વર્ષથી પણ પુરાણો હોવાની સંભાવના છે; દક્ષિણ બાજુનો મોટા દરવાજાવાળો ઉન્નત રાજમહેલ સોએક વર્ષથી જૂનો લાગતો નથી. સૌરાષ્ટ્રમાંની ભિન્ન ભિન્ન રાજધાનીઓમાંના રાજમહેલોમાં ભાત પાડે તેવો આ રાજમહેલ છે. કોટમાં અગ્નિખૂણે આવેલું ચીનાઈ અવટંકના વણિકોનું મકાન પણ ત્રણસેંક વર્ષ જૂનું છે અને કોટની દીવાલ ઉપર આવેલું હોઈ લશ્કરી દૃષ્ટિએ પણ ઉપયોગમાં આવી શકે તેવી યોજનાવાળું છે.

વેપાર-ઉદ્યોગની દૃષ્ટિએ માંગરોળની ખ્યાતિ સૌરાષ્ટ્રનાં બંદરોમાં પ્રાચીનતમ ગણાય. શરૂમાં જણાવ્યું હતું તે પ્રમાણે પ્રસિદ્ધ યુરોપીય મુસાફર ટોલેમીએ એ દૃષ્ટિથી જ 'મોનોગ્લોસોન' તરીકે આ નગરને નોંધ્યું છે; મોડેથી આવેલો બાર્બોસા તો એક વેપારી મથક તરીક જ એનો ઉલ્લેખ કરે છે.

અને એની હાથીદાંતની પેટીઓ તથા લાખરફૂવાના રૂને લઈ સો વર્ષ ઉપર તો ખ્યાતિ નોંધાયેલી જ છે. આજે એ ઉદ્યોગ નથી. કહી શકાય કે ઉદ્યોગના વિષયમાં લગભગ શૂન્યતા રહી જ છે. એક જ અપવાદ અને એ સ્વ. રણછોડ લુહાર મિસ્ત્રીએ સાધેલો તિજોરીઓનો ઉત્કર્ષ. એ પણ હવે શૂન્યપ્રાય બની ગયો છે. સ્વરાજ્ય મળ્યા પછી માંગરોળ તદ્દન ઉપેક્ષિત થઈ રહ્યું છે. એ ક્યારે ઉત્કર્ષ સાધવા સમર્થ થશે એ કહેવું આજે મુશ્કેલ છે. કરાંચીથી માંગરોળ આવી ત્રણેક માઈલ ઉપર શ્રી. મનસુખરામ જોબનપુત્રાએ "શારદાશ્રામ"ની સ્થાપના કરી વિદ્યાક્ષેત્રે પ્રગતિ અર્પવા સુભગ પ્રયત્ન કર્યો છે એટલે આ દિશામાં ભવિષ્ય ઉજ્જવળ જણાય છે.

સાહિત્યક્ષેત્રે માંગરોળની ભૂમિએ સૌથી પ્રથમ દર્શન કર્યાં નરસિંહ મહેતાના કાકા પરબત મહેતાનાં. એ માંગરોળમાં જ રહેતા હતા. મહમૂદ બેગડાએ રા'માંડલિકને હરાવી જૂનાગઢ હસ્તગત કર્યા પછી ત્યા મુસ્લિમ શાસન થતાં નરસિંહ મહેતા માંગરોળમાં આવી રહ્યાની સંભાવના છે. અને તેથી પાછલી ઉંમરની નરસિંહની રચનાઓની વિકાસભૂમિ માંગરોળ બની રહેવા ભાગ્યશાળી બન્યું હશે આ કાકા-ભત્રીજા પછી કોઈ વિદ્વાન થયા કે નહિ એનો પત્તો લાગતો નથી. સંસ્કૃતના જ્ઞાતા એક વિદ્વાનનું આ પૂર્વે નામ અપાયું છે તે ગિરનારા બ્રાહ્મણ બાલકૃષ્ણ ભટ્ટ. એમનું ૧૫ શ્લોકોનું એક કાવ્ય बालकृष्णगिरिनारायणस्योक्तिः એવું મથાળું કરી લખાયેલું જાણવામાં આવ્યું, જે હજી અપ્રસિદ્ધ છે. પછી તો જૂનાગઢ નવાબીને આકાર આપનાર અમરજી દીવાન ૧૮ મે વર્ષે જૂનાગઢ જઈ રહ્યા એટલે એના વિદ્વાન પુત્ર દીવાન રણછોડજીનો જન્મ માંગરોળમાં સંભવતો નથી, છતાં

માંગરોળ એના વડવાઓની ભૂમિ હોઈ રણછોડજી દીવાનથી માંગરોળ ગૌરવ લઈ શકે. પરંતુ માંગરોળનું સાચું ગૌરવ એ જ પરભત મહેતાના વંશમાં સીધી લીટીએ જન્મેલા ભક્તવર્ય અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રીવૈષ્ણવને લઈ. સં. ૧૯૧૭ (ઈ. સ. ૧૮૬૧)ના જયેષ્ઠ વદિ ૧૧ ને દિવસે જન્મેલા આ ભક્તના પૂર્વજો ત્રણ પેઢીથી રાધનપુર રાજ્યની સેવામાં હતા, છતાં માંગરોળ છોડયું નહોતું. બચપણથી જ કવિતારચના તરફ આસક્તિ હતી, સાથે સાહિત્યકાર બનવાની પણ ભાવના હતી, અને ૨૨ મે વર્ષે એમણે નંદશંકર મહેતાના 'કરણઘેલા-'ની ધાટીએ જ 'રાણકદેવી' નામની નવલકથા આપી, જે ગુજરાતી નવલકથાસાહિત્યમાં પોતાનું માનભર્યું સ્થાન સાચવી રહી છે. બધી મળી પાંચ નવલકથા અને બે નાટકો એમની શુદ્ધ સાહિત્યક્ષેત્રે સેવા છે. બાકી હરદાસી પદ્ધતિનાં ૮૪ જેટલાં આખ્યાનો અને હજારથી પણ વધુ ભક્તિસભર પદો એમને ઉચ્ચ કોટિના ભક્તકવિઓમાં સ્થાન અપાવી રહ્યાં છે. 'આનંદ' માસિક ચલાવતાં ચલાવતાં એમણે આ સેવાઓ આપી છે. પદો શીઘ્રતાથી બનાવવાની એમનામાં સિદ્ધ શક્તિ હતી. રાધનપુર રાજયના દીવાનદરજ્જે રહીને પણ આવી સિદ્ધિ એ માંગરોળનું જ ગૌરવ છે. મારા સદ્ગત પિતાશ્રી શાસ્ત્રીજી કાશીરામ કરશનજી ઉપર શ્રી. અનંતપ્રસાદજીની છાયા હતી અને તેથી ઘણાં મધુર પદો—ભિન્ન ભિન્ન શાસ્ત્રીય રાગોમાં ગવાતાં મારા પિતાશ્રીને હાથે રચાઇ પ્રસિદ્ધ થયેલાં. આ અસર વિદ્યમાન કવિશ્રી અનંતપ્રસાદ સારાભાઇ ત્રિવેદી મંત' ઉપર પણ થયેલી. ઉત્તરવયમાં રાજકોટમાં બેસીને ક્તિની ભક્તિને મૂર્તિ કરતાં વિપુલ પદો કવિશ્રી 'સુમંત'-ન હાથે રચાઇ પ્રસિદ્ધ થયાં છે. નવલકથાક્ષેત્રે સ્વ. ગુલાબચંદ વલ્લભજી શેઠનું પ્રદાન પણ નોંધપાત્ર કહી શકાય.

મુસ્લિમ લેખકોમાં માસ્તર ઇમામખાન કયસરખાન (૪-૩-૧૮૮૮) જન્મેલા હતા વઢવાણ કૅમ્પમાં, પરંતુ જામનગરમાં મૅટ્રિક થયા પછી માંગરોળની કોરોનેશન હાઇસ્કૂલમાં શિક્ષક થયેલા. એમની પાંચેક નવલકથા અનુવાદ-કૃતિઓ પ્રસિદ્ધ થયેલી છે.

ધ્યાન ખેંચે તેવા તો સ્વ. ડૉ. રવિશંકર ગણેશજી અંજારિયા હતા, જેમણે માંગરોળની હૉસ્પિટલના મુખ્ય ડૉક્ટર તરીકે સેવા તો આપી જ, પરંતુ વ્યવસ્થિત રીતે વૈદ્યકને લગતાં સંખ્યાબંધ પુસ્તકો અને એક હઠયોગ ઉપર પણ પુસ્તક આપ્યું.

સંસ્કૃત ભાષાના વ્યવસ્થિત શિક્ષણનો આરંભ મારા પિતાશ્રીને હાથે સં. ૧૯૫૭-ઈ.સ. ૧૯૦૧માં શરૂ થયો અને ચારેક વર્ષમાં "માંગરોળ વૈષ્ણવ સુબોધિની પાઠશાળા"ની સ્થાપના થઈ, જ્યાંથી સંખ્યાબંધ વૈષ્ણવ વિદ્વાનો, પૌરાણિકો અને કર્મકાંડીઓ વિદ્યાભ્યાસ કરી માંગરોળ અને જૂનાગઢનાં ગામડાંઓમાં ફેલાયા, મુંબઇ સુધી વિસ્તર્યા. એમની સન ૧૯૫૮માં નિવૃત્તિ પછી પણ પાઠશાળા સંસ્કૃત ભાષાનું અધ્યાપન જારી રાખી શકી છે.

આ પુસ્તિકા પૂર્ણ કરું તે પૂર્વે માંગરોળની ભૂમિમાં વણિક મહાજનની શક્તિ વિશે પણ થોડું લખવું યોગ્ય થઈ પડશે. માંગરોળમાં જૂના સમયથી જૈન અને વૈષ્ણવ વણિકો વસતા આવ્યા છે, અને જૈન વૈષ્ણવ એવા ભેદ વિના જ સાથે જ એકરૂપ થઈ ઊછર્યા છે. એના મહાજને જૂના સમયથી પોતાનાં મોભો અને ગૌરવ સાચવવાની શક્તિ બતાવી છે. શેખ બડામિયાંના સમયમાં જેમ મુસલમાન ઘાંચીઓ મનદુઃખ થતાં રિસાયા હતા, તો એ વર્ષ પછી ૧૮૫૦-૫૧ માં મહાજનને પણ મનદુઃખનું કારણ

માંગરોળ એના વડવાઓની ભૂમિ હોઈ રણછોડજી દીવાનથી માંગરોળ ગૌરવ લઈ શકે. પરંતુ માંગરોળનું સાચું ગૌરવ એ જ પરભત મહેતાના વંશમાં સીધી લીટીએ જન્મેલા ભક્તવર્ય અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રીવૈષ્ણવને લઈ. સં. ૧૯૧૭ (ઈ. સ. ૧૮૬૧)ના જ્યેષ્ઠ વદિ ૧૧ ને દિવસે જન્મેલા આ ભક્તના પૂર્વજો ત્રણ પેઢીથી રાધનપુર રાજ્યની સેવામાં હતા, છતાં માંગરોળ છોડયું નહોતું. બચપણથી જ કવિતારચના તરફ આસક્તિ હતી, સાથે સાહિત્યકાર બનવાની પણ ભાવના હતી, અને ૨૨ મે વર્ષે એમણે નંદશંકર મહેતાના 'કરણઘેલા-'ની ધાટીએ જ 'રાણકદેવી' નામની નવલકથા આપી, જે ગુજરાતી નવલકથાસાહિત્યમાં પોતાનું માનભર્યું સ્થાન સાચવી રહી છે. બધી મળી પાંચ નવલકથા અને બે નાટકો એમની શુદ્ધ સાહિત્યક્ષેત્રે સેવા છે. બાકી હરદાસી પદ્ધતિનાં ૮૪ જેટલાં આખ્યાનો અને હજારથી પણ વધુ ભક્તિસભર પદો એમને ઉચ્ચ કોટિના ભક્તકવિઓમાં સ્થાન અપાવી રહ્યાં છે. 'આનંદ' માસિક ચલાવતાં ચલાવતાં એમણે આ સેવાઓ આપી છે. પદો શીઘ્રતાથી બનાવવાની એમનામાં સિદ્ધ શક્તિ હતી. રાધનપુર રાજ્યના દીવાનદરજ્જે રહીને પણ આવી સિદ્ધિ એ માંગરોળનું જ ગૌરવ છે. મારા સદ્ગત પિતાશ્રી શાસ્ત્રીજી કાશીરામ કરશનજી ઉપર શ્રી. અનંતપ્રસાદજીની છાયા હતી અને તેથી ઘણાં મધુર પદો—ભિન્ન ભિન્ન શાસ્ત્રીય રાગોમાં ગવાતાં મારા પિતાશ્રીને હાથે રચાઇ પ્રસિદ્ધ થયેલાં. આ અસર વિદ્યમાન કવિશ્રી અનંતપ્રસાદ સારાભાઇ ત્રિવેદી 'સુમંત' ઉપર પણ થયેલી. ઉત્તરવયમાં રાજકોટમાં બેસીને શક્તિની ભક્તિને મૂર્તિ કરતાં વિપુલ પદો કવિશ્રી 'સુમંત'-ને હાથે રચાઇ પ્રસિદ્ધ થયાં છે. નવલકથાક્ષેત્રે સ્વ. ગુલાબચંદ વલ્લભજી શેઠનું પ્રદાન પણ નોંધપાત્ર કહી શકાય.

મુસ્લિમ લેખકોમાં માસ્તર ઈમામખાન કચસરખાન (૪-૩-૧૮૮૮) જન્મેલા હતા વઢવાણ કેમ્પમાં; પરંતુ જામનગરમાં મેટ્રિક થયા પછી માંગરોળની કોરોનેશન હાઈસ્કૂલમાં શિક્ષક થયેલા. એમની પાંચેક નવલકથા અનુવાદ-કૃતિઓ પ્રસિદ્ધ થયેલી છે.

ધ્યાન ખેંચે તેવા તો સ્વ. ડૉ. રવિશંકર ગણેશજી અંજારિયા હતા, જેમણે માંગરોળની હોસ્પિટલના મુખ્ય ડૉક્ટર તરીકે સેવા તો આપી જ, પરંતુ વ્યવસ્થિત રીતે વૈદ્યકને લગતાં સંખ્યાબંધ પુસ્તકો અને એક હઠયોગ ઉપર પણ પુસ્તક આપ્યું.

સંસ્કૃત ભાષાના વ્યવસ્થિત શિક્ષણનો આરંભ મારા પિતાશ્રીને હાથે સં. ૧૯૫૭-ઈ.સ. ૧૯૦૧માં શરૂ થયો અને ચારેક વર્ષમાં "માંગરોળ વૈષ્ણવ સુબોધિની પાઠશાળા"ની સ્થાપના થઈ, જ્યાંથી સંખ્યાબંધ વૈષ્ણવ વિદ્વાનો, પૌરાણિકો અને કર્મકાંડીઓ વિદ્યાભ્યાસ કરી માંગરોળ અને જૂનાગઢનાં ગામડાંઓમાં ફેલાયા, મુંબઈ સુધી વિસ્તર્યા. એમની સન ૧૯૫૮માં નિવૃત્તિ પછી પણ પાઠશાળા સંસ્કૃત ભાષાનું અધ્યાપન જારી રાખી શકી છે.

આ પુસ્તિકા પૂર્ણ કરું તે પૂર્વે માંગરોળની ભૂમિમાં વણિક મહાજનની શક્તિ વિશે પણ થોડું લખવું યોગ્ય થઈ પડશે. માંગરોળમાં જૂના સમયથી જૈન અને વૈષ્ણવ વણિકો વસતા આવ્યા છે, અને જૈન વૈષ્ણવ એવા ભેદ વિના જ સાથે જ એકરૂપ થઈ ઊછર્યા છે. એના મહાજને જૂના સમયથી પોતાનાં મોભો અને ગૌરવ સાચવવાની શક્તિ બતાવી છે. શેખ બડામિયાંના સમયમાં જેમ મુસલમાન ઘાંચીઓ મનદુઃખ થતાં રિસાયા હતા, તો એ વર્ષ પછી ૧૮૫૦-૫૧ માં મહાજનને પણ મનદુઃખનું કારણ મળ

હતું અને હિજરત કરવાની તૈયારી કરી હતી, અને જહાંગીરમિયાંના સમયમાં ૧૯૩૩ માં ગોવધના હુકમને કારણે સમગ્ર હિંદુ પ્રજાનું ભારે મનદુઃખ થયું હતું. આ પ્રસંગે પણ હિજરત કરવાની વિચારણા હતી. અગાઉ બતાવ્યું છે તે પ્રમાણે ઉપરના બધા પ્રસંગોનો સુખદ ઉકેલ આવી ગયો હતો. ઐતિહાસિક દૃષ્ટિએ ખૂબ જ જાણીતો પ્રસંગ તો શેખ બડામિયાંના અને નગરશેઠના કુટુંબ વચ્ચેનો છે. માંગરોળમાં સંખ્યાબંધ એવી હવેલીઓ હતી કે જ્યાં વણિક ગૃહસ્થોને ત્યાં રક્ષણને માટે અરબ સિપાઈઓની બેરખ ખડી ચોકીએ રહેતી. ચીનાઈ શેઠના મકાનનો આ પૂર્વે ખ્યાલ આપ્યો જ છે. ગાદીના દરવાજા નજીક આંબલી તળે આવેલા કૂવાની નજીક નગરશેઠનું મકાન પણ આવું જ નાના રાજમહેલ જેવું છે. દરબારી સૈનિકોએ કપૂરચંદ શેઠનું મકાન કબજે કરવા પ્રયત્ન કર્યો ત્યારે અમૃત શેઠાણીના હુકમથી અરબ સૈનિકોએ દરબારી સિપાઈઓનો પ્રબળ સામનો કર્યો અને બંદૂકોમાં સીસાની ગોળીઓ ખૂટી ગઈ ત્યારે ચાંદીની કોરીઓ વાપરી દરબારી સૈનિકોને હઠાવી કાઢ્યા હતા. મહાજને નીતિમત્તાનો કદી ત્યાગ કર્યો નહોતો અને દરબાર વચ્ચે મનદુઃખના પ્રસંગે પણ પોતાનું બળ બતાવ્યા પછી પણ રાજ્યને નુકસાન થાય એવું કદી કર્યું નહોતું. માંગરોળનાં તંદુરસ્ત જલવાયુ અને એના બાગ-બગીચા ઉનાળામાં અનેકનું આકર્ષણ બની રહે છે. એની સુવિધાઓ એને હવા ખાવાનું એક ઉત્તમ સ્થાન બનાવી શકે એમ છે. આજે એને રેલવેનું સાધન નથી; એ જ્યારે પણ મળશે—અને લશ્કરી દૃષ્ટિએ પણ એને રેલવે આપવી પડશે જ—ત્યારે એને ઉન્નતિ સાધવામાં સરળતા જ હશે.

## પરિશિષ્ટ ૧

જુઓ અનુસંધાન પૃ. ૮૪ અને ૧૦૮. માંગરોળના એ સમયના બાહોશ દરબાર જહાંગીરમિયાં સાહેબને અમલદારોએ સાચી પરિસ્થિતિથી લગભગ અંધારામાં રાખી કેવળ ખુશામત ખાતર રાજ્યના નોકરોની વફાદારી છે એવો જહાંગીરમિયાં સમક્ષ ભાસ કરાવવા એક પ્રતિજ્ઞાપત્ર ઘડી એના ઉપર રાજ્યના બધા નોકરોની સહી કરાવવામાં આવી હતી. હાઈસ્કૂલમાં જ્યારે અમો શિક્ષકોની સહીઓ લેવાને એ પત્ર આવ્યો ત્યારે બધા શિક્ષકોને ભારે દુઃખ થયું હતું. આ લેખક એ વિષયમાં ખૂબ જ મક્કમ હતો અને બધા શિક્ષકોનો ચાહ હતો એટલે એની ઝડપથી નકલ કરી લેવાની એ બધા ભાઈઓએ સગવડ કરી આપી. આજે ૩૪ વર્ષે પણ એ દુઃખી હૃદયોની લાચારી અને મારા પ્રત્યેની લાગણી હું ભૂલી શકતો નથી. પ્રતિજ્ઞાપત્ર :

> "આલીજહાં નામદાર હજુર સલામત બહાદુરની હજુરમાં અમો નીચે સહી કરનારા અમલદારો, શીરસ્તેદારો, કારકુનો તથા અન્ય નોકરો તેમજ બીજી વફાદાર પ્રજા માનસર આદાબ બાદ દસ્તબસ્તા અરજ કરીએ છીએ કે હાલમાં ગાયના વધ્ય અને મસજીદ આગળ વાજીંત્ર વગાડવાના સવાલ સંબંધમાં ખુ. સરકારે જે નવા ઠરાવો કાઢ્યા છે તે ઠરાવનો અમલ નહી કરવા દેવા માંગરોળની હિંદુ પ્રજામાંથી કેટલાક આગેવાનો બીજી સુલાહ પસંદ કરનારી રૈયતને રાજ્ય વિરુદ્ધ દગો ફીસાદ કરવા ઉશ્કેરી રહ્યા છે. આવા લોકોની કેટલીક

મીટીંગો જાહેરમાં તેમજ છૂપી રીતે રાતના વખતોએ માંગરોલમાં અનેક વખતે ભરાણી છે. સદરહુ મીટીંગમાં તેવા આગેવાનોએ બીજી વસ્તીને અંધારામાં રાખી ખાનગી રીતે માંહોમાંહે એવા ઠરાવ કર્યા છે કે કદાચ દરબાર સાહેબ થોડી ઘણી છૂટછાટ મુકી ગાયનો વધ કરવા ઠરાવ બહાર પાડે તો તે ઠરાવનો અમલ આપણી જાનમાં જાન હોય ત્યાંસુધી થવા દેવો નહિ. આ સંબંધમાં આપણે હડતાલો પાડવી, સત્યાગ્રહ કરવા અને કદાચ સ્ટેટ અથવા બીજી મુસલમાન કોમ તરફથી છેડછાડ ન થાય તોપણ આપણે માંહોમાંહે એકબીજાના માથા પોતપોતાના હાથે ફોડી મારી નાંખ્યા (૨) વગેરેનો બુમાટ કરવો અને માંગરોળ સ્ટેટની ઇજ્જતને ધોકો પહોંચાડવા જુનાગઢ રાજકોટ વગેરે સ્થળોએ તારે કરવા અને ત્યાંથી મદદ લેવી. આ પ્રમાણે સ્ટેટના દુશ્મનો ચળવળ પ્રપંચ કરી રહ્યા છે અને અમે સહી કરનારાઓને ડર લાગે છે કે તેઓના આવા કૃત્યોથી સુલેહનો ભંગ થવા દહેશત રહે છે. "સુકાના ભેગા લીલા ન બળી જાય" તે ખાસ આપ સરકારે ખ્યાલ રાખવા જેવું છે. અમો કે અમારા સગા સંબંધીઓ ચળવળને બીલકુલ પસંદ કરતા નથી એટલું જ નહિ પણ આ ચળવળમાં ભાગ લેનારાઓને અમો સ્ટેટના રાજ્યદ્રોહી તેમજ અમારા પોતાના દુશ્મન સમજીએ છીએ.

આ અરજી લખી ખુ. સરકારને તસદી આપવાનું ખાસ કારણ એ કે અમોને આ સ્ટેટ વિરુદ્ધ

ચળવળ ચલાવનારાઓ સાથે બીલકુલ સંબંધ નથી. અમો એક તટસ્થ ( ન્યુટ્રલ પાર્ટી ) અને સ્ટેટના વફાદાર રૈયત અને નોકર છીએ જે ખુ. સરકારને રોશન થાય.”

મારા સુકોમળ એક વયોવૃદ્ધ ગુરુએ ‘હાય પેટ ખાતર’ એવા શબ્દો બોલી દુખતે હૈયે સહી કરી. મારા એક ગાઢ મિત્ર અને હું આ પછી ઘેર આવ્યા ત્યાં એમની નાની બાળકી દાદરા ઉપરથી પડી ગયેલી સાંભળી ને બોલી ઊઠયા “આ સહી કરી એનું પાપ!”

સમગ્ર રાજ્યમાં પ્રત્યેક નાના મોટા રાજ્યસેવકને માટે આ સહી ફરજિયાત હતી. એનું કેવું દુઃખ આ દબાયેલા સેવકોને થયું હશે એ ઉપરના બે દાખલાથી જ સ્પષ્ટ થશે.

સહી ન કરનારાઓમાં—કેસ ચલાવવાનો પ્રસંગ આવે એ કારણે શહેર–ન્યાયાધીશ સ્વ. હરિશંકર ત્રિવેદી અને આ લેખક બે જ. થોડા સમયમાં એજન્સીની દખલથી બધું શમી ગયું. મને હજી પણ ચોક્કસ સમજાય છે કે શાણા વરિષ્ઠ અમલદારોએ દરબાર સાહેબને સમજાવ્યું હોત તો નવ માસ સુધી પ્રજામાં દુઃખ રહ્યું અને હિજરત કરવા સુધીનું કાર્ય અમલી બનાવવા પ્રજા તૈયાર થઈ એવો પ્રસંગ જ ઊભો થયો ન હોત.

૧૯૩૬ની ધનતેરશને દિવસે મારો એક પ્રિય શિષ્ય–તાજો જ બ્રિટનથી બૅરિસ્ટર થઇ આવેલો રાજકોટમાં વકીલાત શરૂ કરેલી તે તહેવાર કરવા માંગરોળ પોતાની ઑસ્ટિન ગાડી ચલાવી જતા હતા ત્યાં જેતલસર પછીના ચોકી સ્ટેશન

નજીક સામેથી આવતી ભેંસને બચાવવા જતાં રસ્તાની કિનારે ખસી પડતાં ગિયર પરથી કાબૂ ચાલ્યો ગયો અને મોટર આડાં ત્રણ ગુલાંટિયાં ખાઇ ઊંચેથી છેક નીચે જઇ પડી ને આ જુવાન ભાઈનું માથું ગિયરમાં સંપૂર્ણપણે લોચો બની ગયું. આ સમાચાર માંગરોળ રાજ્યમાં ફેલાતાં હાહાકાર વ્યાપી ગયો. પછી બરોબર એક વર્ષે માંગરોળથી ૧૨ માઇલ ઉપર ડોકામરડીના વળાંક ઉપર મોટર લપસી પડી અને આ મારા પ્રિય શિષ્યના ભલા-ભોળા પિતા-રાજ્યના દ્વિતીય સ્થાન ભોગવતા વરિષ્ઠ અમલદાર અને એક પટાવાળો સ્થળે જ મૃત્યુ પામ્યા. લોકોએ માની લીધું કે પ્રજાપ્રિય આ અમલદારે જો કડક વલણ બતાવ્યું હોત તો દરબાર ગોવધના ઠરાવનો આગ્રહ સર્વથા છોડી દેત; પુત્ર-પિતાનાં કમોતમાં દરબારના ઠરાવને અપાયેલ ટેકો કારણભૂત હશે જ. આ અમલદારની પવિત્રતા-ભલમનસાઈનાં આજે પણ વખાણ થાય છે, એ પણ એટલું જ સૂચક છે. પુત્ર તો પરમ-પવિત્ર -ભોળો-નિર્દોષ હતો-એના એક ગુરુ તરીકે એનો આ લેખક સાક્ષી છે.



# વિશિષ્ટ નામોની સૂચિ